**ખષ્ટપડવું,** ક્રિ૦ અ૦ માનભંગ થવું; ઝંખવાણા પડી જવું.

**ખસ,** સ્ત્રી૦ [ સં. खस ] હાથનાં આંગળાં અને એવનામાં થતો ધોળા પરુના ફોલ્લાવાળો એક ચેપી ત્વચારોગ; ખણુજનો રોગ; ખુજલી.

**ખસ,** સ્ત્રી૦ વીરણ નામની વનસ્પતિનાં સુગંધીદાર મૂળિયાં; વીરણના વાળા; વાળો. વીરણ ખસની ટટ્ટીઓ અને પંખા વગેરે બને છે અને તે પાણી છાંટવાથી સુગંધ સાથે ઠંડક આપે છે.

**ખસકો,** પું૦ ખાંચો; ખચકો; ખસરકો.

**ખસખસ,** સ્ત્રી૦ [ સં૦ खसखस. ] જેની ખેતી થાય છે એવો એક વનસ્પતિ રોપો. ઇરાન અને હિંદમાં ખસખસનું વાવેતર થાય છે. (૨) ખસખસના રોપાનાં રાજગરા જેવાં જે ઝીણાં અને ધોળાં બી તે. ખસખસના રોપાનાં કપાસના જેવાં જિંડવાં રોપા ઉપર હોય ત્યારે સાંજના તેની ઉપર કાપા મૂકવામાં આવે છે. એ કાપામાંથી રસ નીકળીને ઠરી જાય છે. એને જિંડવા ઉપરથી ઉઝરડી લઇ સુકવતાં તે કાળો રગમડો થાય છે. આને અફીણ કહે છે. અફીણ કેફી અને ઝેરી છે. સિદ્ધપુર તરફ હજી એની ખેતી થાય છે. જિંડવામાંથી જે ધોળાં બી નીકળે છે તે ખસખસ કહેવાય છે. એને પીલતાં તેમાંથી તેલ પણ નીકળે છે. સુકાં જિંડવાં પોસના ડોડા કહેવાય છે.

**ખસખસિયું,** વિ૦ ખસખસના જેવા રંગનું. (૨) ખસખસના દાણા જેવું ઝીણું; ખસખસ જેવું; નાજુક અથવા બારીક ભાત તેમજ વસ્તુ ઘાટ વગેરે.

**ખસડફસડ,** વિ૦ ઢીલું ને ખેંચાતું; ઘસડાતું હોય એવું; લડથડતું; તણાતું; ભોંય ઉપર ખેંચાઇને જતું. (૨) અ૦ જેમતેમ; ઢીલા જોડાને લીધે પગ ખેંચીને ચલાતું હોય તેમ; રગડદગડ; જેમતેમ.

**ખસતું,** વિ૦ આઘું; દૂર; વેગળું. ક્રિ૦ પ્ર૦ ખસતું કરવું=દૂર કરવું; ડાબું કરવું; મનથી ઉતારી નાખવું; અળખામણું કરવું. વેગળું કરવું; ખસેડવું. ખસતું મૂકવું=આઘું પાછું કરવું; રસ્તામાં અથડાય તેમ નહિ રાખવું; ઠેકાણે મૂકવું.

**ખસબો,** પું૦ ખુશબો; સુગંધ; વાસ; પરિમળ.

**ખસબોઈ,** સ્ત્રી૦ [ અ. ] સુગંધ; ગંધ; વાસના.

**ખસમ,** પું૦ [ અ. ] ખાવિંદ; ધણી; વર; પતિ. (૨) રીતભાત; રૂઢિ; રહેણીકરણી. ઉ૦ ખસમ ભૂલી ગયા સર્વ ખલકની, કર્મ ને ધર્મ કર્યાં પોલે પાને. ભોજોભગત.

**ખસન,** પું૦ નિશાનીનો લીટો; આંકો; કાપો; ચિહ્ન.

**ખસરકો,** પું૦ નિશાનીનો લીટો; આંકો; ખસરો. (૨) ઉઝરડો; ઘસરડો; ખસરડો.

**ખસરવું,** ક્રિ૦ સ૦ એકજ ખેતરમાં જુદીજુદી જાતનું વાવેતર કરવાને તેનાં ખાલાં એટલે કયારા પાડવા; ભાગવું; વહેંચવું. (૨) નિશાનીની રેખા કાઢવી, દોરવી તે; હદ કરવી.

**ખસરિયો,** પું૦ સુતારનું લાકડા ઉપર આંકો, લીટી પાડવાનું ઝીણી આરવાળું એક હથિયાર.

**ખસરો,** પું૦ આંકો; લીટો; કાપો; નીક જેવી લીટી; લાકડા ઉપર પાડેલો સ્વસ્તિક. (૨) નિશાની; લીટા જેવું ચિહ્ન.

**ખસલત,** સ્ત્રી૦ [ અ. ] ખાસિયત; સ્વભાવ. (૨) આદત; ટેવ.

**ખસલી,** સ્ત્રી૦ જુ૦ ખરસલી. (૨) વિ૦ જુ૦ ખસિયું.

**ખસલું,** ન૦ ઘાસની પાનડોનો ભુકો તે; સાધારણ ( કામનું નકામનું સારું નઠારું ) ઘાસ તે; ખરસલું. (૨) કસ્તર; ઘાસનું કસ્તર કે કચરો તે.

**ખસવું,** ક્રિ૦ અ૦ [ सं. कृष् ] શરીર ઘસડીને આઘા જવું; દૂર જવું; સરકવું; સ્થાન ભ્રષ્ટ થવું; એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવું. (૨) શંસા પેચમાંથી નીકળી જવું. ખસીજવું=દૂર થઇ જવું; અળગા થઇ જવું. છૂટી–સરકી–જવું. (૩) ઠેકાણે નહિ રહેવું:– મિજાજ ખસી ગયો. (૪) ઉડી જવું. :–મન ખસી ગયું. (૫) લપસી જવું.

**ખસિયું,** વિ૦ ખસવાળું. (૨) ખસખસના રંગનું.

**ખસી,** ( ખાસી ) વિ૦ જેના વૃષણ કાપી નાંખેલા હોય એવું; જેના વીર્યોત્પાદક અવયવો કાપી નાંખેલા હોય એવું (ઘોડા-બળદ વગેરે )

**ખસુસ,** અ૦ [ अ. खसूस ] જરૂર; અવશ્ય; નક્કી; નિશ્ચે; ખામોખામ; ખચીત.

**ખસુસન,** અ૦ જરૂર: નક્કી; ખાસુખા; ખસુસ.

**ખસેડવું,** ક્રિ૦ સ૦ એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ મૂકવું: દૂર કરવું; ફેરવવું.

**ખસોટી,** સ્ત્રી૦ કમ્મરે પહેરેલા કપડાની ગેડમાં કંઇ રાખવાની ખોલ તે; ઓટી.

**ખસોટે,** અ૦ કમ્મરે; ( કમ્મરની ઓટીએ ) કેડે; ઓટીએ. :–દાખડી ખસોટે ખોસ. નર્મ.

**ખસોરવું,** જુ૦ ખસેડવું.

**ખસ્ત,** (સ્ત) વિ૦ [ अ. खस्ता ] ભાગેલું; વેરણખેરણ થઇ ગયેલું હોય એવું. (૨) અ૦ છેક્જ; તદ્દન. (ખરાબ ખસ્ત–સ્તા)

**ખળ,** વિ૦ [ सं० खल ] ધૂર્ત; શઠ; ઢોંગી; લુચ્ચું; કપટી.

**ખળકવું,** ક્રિ૦ અ૦ ખણુંખણવું; ખડખડવું; ખરકલાબંધ વસ્તુઓનો એક બીજાને અથડાવાથી અવાજ થવો. ઉ૦ ખળકે કંકણુને કરચુડી. સારૂં દેખાવું; શોભવું; સુશોભિત લાગવું. ઉ૦ ભાદરવે ભવન પાંચમે ખળકે હિંદોળાખાટ. રત્નો.

**ખળકો,** પું૦ જોરંભેર વહી જતો પાણીનો જથો. ખળળ એવો અવાજ કરી મોટા જથામાંથી જુદો પડી વહેતો પાણીના અમુક જથાનો પ્રવાહ. રેલને પહેલે ખળકેજ શહેરમાં પાણી પેસી ગયું. (૨) પાણીનો મોટો મોજો; તરંગ; પ્રવાહ. (૩) જથો; સમૂહ; ઝપાટો; :– લક્ષ્મીનો એક એવો ખળકો આવ્યો કે તે તો એકદમ રંકનો રાય બની ગયો.

**ખળખળ,** સ્ત્રી૦ પાણીના વહનથી થતો અવાજ તે; પાણીના વહેવાથી અથવા ઉકળવાથી થતો અવાજ તે; ખળભળાટ. (૨) અ૦ અટક્યા વગર વહેતું હોય તેમ. ( પાણી )

**ખળખળતું,** વિ૦ ઘણું ગરમ થવાથી ખળખળ એવો અવાજ કરતું; ઉકળતું ઉછળતું. ( પાણી–પ્રવાહી )

**ખળખળવું,** ક્રિ૦ અ૦ ઘણું ગરમ થવાથી અને ઉતાવળે વહેવાથી પાણીનું બોલવું; ઘણું ઉકળવું; ખખળવું. (૨) બાંધાનું હાલી ઉઠવું; સંધિબંધનું ઢીલા થઇ જવું; જીર્ણ થઈ જવું.

**ખળખળાટ,** પું૦ ખળખળ એવો જે અવાજ તે; ખળખળ. પહાડી ઢાળવાળા પ્રદેશમાંથી કાંકરાઓમાં થઇને વહેતાં નદી નાળાંના પ્રવાહનો જે અવાજ તે; સડસડાટ.

**ખળતા,** સ્ત્રી૦ [ सं. ] ખળપણું; ધૂર્તતા; ઢોંગાઇ; લુચ્ચાઇ; શઠતા.

**ખળપણું,** ન૦ ધૂર્તપણું; ઢોંગાઇ; લુચ્ચાઇ; ખળતા.

**ખળભળ,** સ્ત્રી૦ ખળભળવું તે; હાલવું; ગડબડ થવી તે; ઉથલપાથલ; દોડધામ, ધમ્માચકડી; ધમાલ; ઘોંઘાટ; તોફાન.

**ખળભળવું,** ક્રિ૦ અ૦ નીચું ઉંચું; ડગુમગું થઇ જવું; હાલી ઉડવું; ઉથલપાથલ થઇ રહેવું; તોફાન થવું. ખળભળી જવું=હાલી

ઉઠવું (એવો ઝાટકો થયો કે મોટી હવે-લીઓ ખળભળી ગઇ. (૨) જીવ ઉંચો થવો; ડરી કંપી જવું. ચાણક્યની નીતિએ આખું મગધ ખળભળી ઉઠયું. (૩) ગભરાઇ જવું.

**ખળભળાટ,** પું૦ ભય કે ઉશ્કેરણીથી થયેલી અસર તે; વ્યાકુલતા; ઉદ્વેગ; મનનો ગભરાટ; ઉથલપાથલ; સંક્ષોભ; ઉશ્કેરણી; ઘોંઘાટ.

**ખળવું,** ક્રિ૦ અ૦ અચકાવું; થોભવું; બંધ પડવું; અટકવું. (૨) ખેળ ચઢાવવી; લખો-ટવું; ઘુંટવું.

**ખળાવવું,** ક્રિ૦ પ્રે૦ ખળે એમ કરાવવું; અચકાવરાવવું; થોભાવવું; અટકાવવું. (૨) ખેળ ચઢાવરાવવી; ઘુંટાવવું.

**ખળાવાડ,** સ્ત્રી૦ ખળાં કરવાની જગા તે; ખરાવાડ.

**ખળી,** સ્ત્રી૦ [ સં. खलिनी ] જ્યાં અનાજને ખંખેરી સાફ કરી લેવામાં આવતું હોય તે જગા. (૨) કઠોળની દાળ કરવાની જગા. :–દાળની ખળી.

**ખળું,** ન૦ [ સં. खल्ल ] ખેતરમાં (સીમમાં) અથવા ગામના પાદરના વાડામાં કણસ-લાંમાંથી અનાજ ખંખેરી લેવાને સાફ કરેલી જગા તે; ખળી. (૨) ખળામાંથી દાનમાં જે અનાજ અપાય છે તે. ક્રિ૦ પ્ર૦ ખળાં માગવાં=જ્યાં જ્યાં ખળાં હોય ત્યાં ત્યાં જઇ અનાજની ભીખ માગવી.

**ખંખ,** (ખઙ્ખ) વિ૦ ખાલી; પોકળ: જેની અંદર કંઇ સત્ત્વ હોય નહિ એવું; ખોખા જેવું. ત્યાં એક ઘરડો ખંખ સિંહ રહેતો હતો. (૨) પું૦ બદલો વાળવો તે; વેરની લાગણી તૃપ્ત કરવી તે; દાઝ કાઢવી તે. નાદીરશાહે રણમાં મુએલા મુસલમાનોની સંખ્યાનો શહેરમાં પેસી ગરીબ રૈયતથી ખંખ વાળ્યો. ખંગ.

**ખખરોટવું,** (ખાંખરોટવું ) ક્રિ૦ સ૦ જરા જરા ચોપડવું; જરા જરા લગાડવું. રોટલી રોટલા ઉપર થોડું ઘી તેલ ચોપડવું.

**ખંખળાવવું,** ક્રિ૦ સ૦ પાણીમાં ઝાટકીને ધોઇ નાખવું; ઘણા પાણીથી ધોવું; ખંખાળવું.

**ખંખાર,** પું૦ ખંખારો; ખુંખારો. (૨) હણ-હણાટ; હેષારવ.

**ખંખારવું,** ક્રિ૦ અ૦ [ સં. क्षल् ] ગળું સાફ કરવા અથવા કોઇને કોઇ બાબતની ચેતવણી આપવા ગળામાંથી ઘસાતો અવાજ કરવો (ઘોડાનું બોલવું) હણહણવું.

**ખંખારો,** પું૦ ખંખાર; ખુંખારો; ખુંખારવું તે.

**ખંખાળવું,** ક્રિ૦ સ૦ [ સં. क्षाल्=ધોવું ] પાણી માં ઝાટકી ઝીકીને ધોવું: પાણી રેડતા જવું અને ઝાટકવું એમ કરીને ધોવું. ઝબકોળીને ધોવું.

**ખંખેરવું,** ક્રિ૦ સ૦ [ સ. क्षर् ] ઝાટકવું; ખેરવી પાડવું; ઉડાડી મૂકવું; ઝાપટવું. (૨) ઠપકો દેવો; ધમકાવવું; ઉધડું લેવું.

**ખંખોદ,** સ્ત્રી૦ કોઇની પાછળ પડી ખંતથી તેના દોષ શોધવા તે; ખણખોદ.

**ખંખોરવું,** ક્રિ૦ સ૦ [ સં. क्ष+विर्=વેરાવું ] જોરથી ખોરવું; બળતા લાકડાને ખંખેરવું; સંકોરવું; દેવતાને જાગ્રત કરવો. (૨) વેરી નાંખવું; ગમે ત્યાંનું ગમે ત્યાં કરી મેલવું. (૩) નખથી ખોતરવું–ઘસવું.

**ખંખોળવું,** ક્રિ૦ સ૦ એક વસ્તુ શોધતાં બીજી વસ્તુઓને આમ તેમ કરી નાંખવી; ખુણે ખોચરે શોધવું; જોવું; ઢુંઢવું; ખાંખાખોળા કરવા. (૨) ઘણા પાણીમાં ઝાપટીને ધોવું.

**ખંખોળા–ળાં,** ખાંખાખોળા કરવા તે; શોધવું તે; ફાંફાં મારવાં તે.

**ખંખોળિયાં,** ન૦ અભિષેકની માફક માથા ઉપર ખૂબ પાણી રેડવું તે; ખૂબ પાણીથી નહાવું તે; ત્રણચાર વર્ષના છોકરાને નવ-

શાવતાં તેની મા આ શબ્દ બોલે છે. :–ખંખોળિયાં મામાનાં મોળિયાં. નર્મ.

**ખંગ,** પું૦ ઢગલો; રાશિ. (૨) બદલો; વેર લેવું તે; ખંત. (૩) વિ૦ લુલું; લંગડું.

**ખંગાળવું,** ક્રિ૦ સ૦ પાણીમાં હલાવી ધોવું; કોગળા કરવા; મોઢામાં પાણી લઇ હલાવીને કાઢી નાંખવું.

**ખંચાવું,** (ખમચાવું) ક્રિ૦ અ૦ અચકાવું; આચકો ખાવો; ખમચાવું. (૨) શરમને લીધે પાછા ફરવું; લજવાવું; આશંકાવું.

**ખંજ,** વિ૦ [ સં. ] લંગડું; લુલું; ખોડું; પગે ખોડંગાતું હોય એવું.

**ખંજન,** ન૦ [ સં. ] એક જાતનું પંખી. આ પંખીની પુંછડી લાંબી અને ઉભી હોય છે અને તે આમ તેમ હાલ્યા કરે છે; દિવાળીનો ઘોલ્સો. ખંજનની ચંચળતા ઉપરથી સ્ત્રીઓની આંખને એની ઉપમા આપવામાં આવે છે. :–ખંજનલોચના. (૨) હસતાં હસતાં ગાલમાં જે ખાડો પડે છે તે. :– એને ગાલે ખંજન પડતાં.

**ખંજર,** ન૦ [અ.] બે તરફ ધારવાળું વાંકું અને ભારે એક હથિયાર; જમૈયો, જમૈયા અથવા કટારના કરતાં ખંજર મોટું હોય છે.

**ખંજરી,** સ્ત્રી૦ ઘુઘરીઓવાળી નગારી; ઢોલકડી; નાની ડફ.

**ખંજવાળ,** સ્ત્રી૦ ખણુજ આવવી તે; ખણુજ; ચેળ; વલુર. (૨) જેમાં ખણુજ આવ્યા કરે એવો એક જાતનો રોગ; લુખસ; ચુંટ.

**ખંજવાળવું,** ક્રિ૦ અ૦ [સં૦ खन्]ચામડી ઉપર નખથી ખણવું; વલુરવું; હાથ ફેરવવો.

**ખંજાછંદ,** પું૦ એક જાતના માત્રામેળ છંદો; રાગો.

**ખંજીરી,** સ્ત્રી૦ જુ૦ ખંજરી.

**ખંજોળવું,** ક્રિ૦ અ૦ ખણવું; વલુરવું; પંપાળવું; હાથ ફેરવવો.

**ખંડ,** (ખણ્ડ) પું૦ [ સં૦ खण्ड ] ભાગ; કકડો; અંશ. ઉ૦ નંદકુંવર પણ નામ જપે તો જિહ્વા કરું શતખંડ. દયારામ. (૨) પ્રકરણ; બાબ. (૩) ચોળી થાય એટલો કપડાનો કકડો તે; રેજો. (૪) ખાનું; ભાગ. (૫) ઘરનો જે એક એક ભાગ તે; ઓરડો. (૬) પૃથ્વીના મોટા મોટા ભૂમિ ભાગમાંનો દરેક. યુરોપ, એશિયા, આફ્રિકા, અમેરિકા, વગેરે. (૭) વિ૦ વિભાગી; એક ભાગ હોય તેવું; આડ. ખંડકાવ્ય; ખંડકથા. ક્રિ૦ પ્ર૦ ખંડ પાડવા–ખાનાં કરવાં; આંતરાભરીને વિભાગ કરવા.

**ખંડણી,** સ્ત્રી૦ મોટું રાજ્ય પોતાના તાબાના નાના રાજ્ય પાસેથી ઉપરીપણાનો જે હિસ્સો લે છે તે, ચોથાઇ; ચોથ; ઘાસદાણો; ખિરાજ; કર.

**ખંડન,** ( ખણ્ડન ) ન૦ [ સં. ] ભાગવું, ઉથલાવી કે ઉલટાવી નાંખવું તે; તોડી પાડવું; ઝાટકવું કિંવા હરાવવું તે; ઉત્થાપન; રદિયો. ક્રિ૦પ્ર૦ ખંડન કરવું=તોડી-ઉથલાવી નાંખવું; રદિયો આપવો. માન ખંડન=માનભંગ.

**ખંડનીય,** વિ૦ [ સં. ] ખંડન કરવા જેવું; તોડી ઉલટાવી નાંખવા જેવું.

**ખંડપરશુ,** પું૦ [સં. ] શિવ; શંકર; મહાદેવ; શૂલી. જેમના હથિયારમાં ખંડ=ભાગ છે એવા; ત્રણ ખંડ કે ફળાંવાળા પરશુ હથિયારવાળા તે.

**ખંડવું,** ક્રિ૦ સ૦ કિંમત ઠરાવી; આંકવું; આંક પાડવો. (૨) ઉચક ઉધડું સામટું ઠરાવવું. (૩) માગતા લહેણામાં અમુક કિંમતે આપવું અથવા લઇ લેવું.

**ખંડાખંડી,** સ્ત્રી૦ એક બીજાથી ખંડાવું તે; ભીડાભીડ; ગીરદી; ધમ્મંધમ્મા; કચરાકચરી.

**ખંડાવવું,** ક્રિ૦ સ૦ કોઇ ખાંડે તેમ કરવું; કચરાવવું; ભગાવવું; છોડાં ઉખડાવવાં.

**ખંડાવું**, ક્રિ૰ અ૰ કચરાવું; ભુકો થવો; ભાગી જવું. (૨) પીડાવું; ભીડાભીડ કે ગીરદીથી હેરાન થવું. (૩) નુકસાન આવવું.

**ખંડિત**, વિ૰ [ સં. ] ભાગેલું; ટૂટેલું; ખાંડું.

**ખંડિતા**, સ્ત્રી૰ [ સં. ] જેની લાગણી દુખાએલી હોય એવી, પોતાના સુખમાં બીજીએ ભાગ પડાવ્યાથી રિસાયેલી નાયિકા. (કાવ્યશાસ્ત્ર પ્રમાણે) સપત્નીને ત્યાં રહી આવેલા પતિને જોઇ ખિન્ન થયેલી—મહેણાં મારતી નાયિકા. ઉ૰ રાતલડી કોની સંગેરે જાગ્યા; આંગણીએ ઉભા આળસ૰ જેવા બોલ બોલનાર નાયિકા.

**ખંડિયું**, વિ૰ ખંડણી આપતું હોય એવું; તાબેદાર; મોટા રાજ્યના રક્ષણ નીચેનું:—ખંડિયું રાજ્ય. (૨) ભાગેલું; ટૂટેલું હોય એવું; ખંડિત.

**ખંડિયેર**, ન૰ [ સં. खण्डित ] ખંડિત થઇ ગયેલી ઇમારતોનાં જે અવશેષ કોટડાં વગેરે તે; જુનાં પડી ગયેલા મકાન ઘર વગેરે તે; ખંડેર; ઘરતું ખોખું.

**ખંડી**, વિ૰ રહેવાસી; રહેનાર.:—વનખંડી=વનમાં રહેનાર.

**ખંડીઆપવું**, ક્રિ૰ સ૰ જથાબંધ માલ ઓછી કિમ્મતે આપવો. (૨) દેવા પેટે અમુક કિમ્મત ઠરાવીને વસ્તુ આપવી; પતાવવું.

**ખંડીરાખવું**, ક્રિ૰ સ૰ જથાબંધ માલ સામટી ઉચક કિંમત ઠરાવીને લઇ લેવો તે. (૨) માગતા પેટે ઉચક કિંમતે અમુક વસ્તુ ખરીદી લેવી.

**ખંડીવાળવું**, ક્રિ૰ સ૰ ખંડી આપવું; માંડી વાળવું. (૨) અમુક દેવું લહેણું અમુક માલ કે વસ્તુની ઉચક કિંમતે પતાવી દેવું તે.

**ખંડીલેવું**, જુ૰ ખંડી રાખવું.

**ખંડું**, વિ૰ ભાગેલું; ટૂટેલું; ખાંડું.

**ખંડેર**, ન૰ ખંડિયેર; અમલો પડી ગયા પછી (બળી ખયાં પછી) ખાંડી-ભાગી કે ટૂટી ઇમારતની જે નિશાનીઓ રહેલી હોય તે જગા; મકાનના પાયા કોટડાં કે અવશેષ ભોંય. ઉ૰ જે ઘેર નોબત વાગતી × × ખંડેર થઈ તે ખાલી પડયાં, કાળા ઉડે છે કાગજી. પ્રા. કા.

**ખંત**, સ્ત્રી૰ પાછળ લાગ્યા રહેવું તે; ધ્યાન અને ઉત્સાહથી મચ્યા રહેવું તે. (૨) કાળજી; ચાનક. (૩) કંટાળો; છીટ; ચીઢ.

**ખંતી**, વિ૰ (ખંત+ઇ=વાળું) ખંતીલું; ચાનકદાર; કાળજી રાખનાર.

**ખંતીલું**, વિ૰ પછવાડે લાગુ રહેનાર; ચાનકદાર; ખંતવાળું.

**ખંતેપડવું**, ક્રિ૰ અ૰ પછવાડે લાગવું; પુઠે પડવું; કેડો લેવો. (૨) ચાનક રાખવી. (૩) ભૂલ ખોળ્યા કરવી; ખાણખોજ કરવી.

**ખંદાઇ, ખંદું**, જુ૰ ખંધાઇ—ખંધું.

**ખંધાઈ**, સ્ત્રી૰ લુચ્ચાઇ; દોંગાઇ; ઠગબાજી. (૨) લાડ; પ્યાર. (મશ્કરીમાં પણ આ શબ્દ વપરાય છે. નર્મ).

**ખંધું**, વિ૰ [ દે. खंधो ] ખંધાઇ કરનાર; ઠગણું; પહોંચેલું; પક્કું.

**ખંધોલો**, પું૰ [ સં. स्कन्ध=ખભો ] ખભો; ખાંધ; ગરદન અને ખભા વચ્ચેનો ભાગ.

**ખંપાલી-ળી**, સ્ત્રી૰ ખેડુતનું એક ઓજાર; પંજેઠી.

**ખંભ**, (ખમ્બ) પું૰ [ સં. स्तम्भ ] થાંભલો; ખાંભ.

**ખંભાતી**, વિ૰ ખંભાતનું; ખંભાતમાં બનેલું; ખંભાતને લગતું. (૨) ખંભાતનું રહેવાસી.

**ખંભો**, પું૰ ખભો; સ્કંધ; ખાંધ.

**ખા**, અ૰ લેતો જા; કાદકાંદા. (વારેલું કામ કરવા જતાં જ્યારે માણસ પાછો પડે છે ત્યારે વારનાર તેને ટાણો મારતાં આ શબ્દ વાપરે છે.)

**ખાઈ**, સ્ત્રી૰ [ સં. खनि ] ખોદીને બનાવેલી ઉંડી નીક અથવા ખાડો; ખાણ. (૨)

કોટની બહાર ખોદેલી ખાડી; પરિખા: ચર. (૩) ગામ કે શહેરનું પાણી વહેવડાવી દેવાને કરેલી ઉંડી વાટ. (૪) [ सं. खाद्= ખાવું પરથી ખાદ્ય—ખાઇ , ખાવાનું તે; ખાવાની વસ્તુ. (૨) જેમાંથી અથવા જ્યાંથી ખાવાનું કે ખોરાકી મળતી હોય તે વસ્તુ: સ્થાન ઇત્યાદિ, જે કંઇ ખાવાનું મળે એવું તે; ગુજરાતનું સાધન; ખાવાપણું; આજીવિકા; ખાધ. આઇ વહાલી કે ખાઇ.

**ખાઇજવું,** ક્રિ૦ સ૦ [ सं खाद् ] ખાવું; જમવું. જમી જવું. (૨) કોઇનું કંઇ લઇ તેને પાછું નહિ આપવું; હજમ કરી જવું. (૩) મારવું; સપડાવવું. (૪) નહિ ગણગારવું; દરકાર નહિ કરવી. (૫)ગળી જવું; નિરુત્તર રહેવું; ખામોશ ખાવી. (૬) વગર હકે ગળી જવું ઉચાપત કરવું. (૭) વચમાં ભૂલી જવું; પડતું મૂકી દેવું; છોડવું. (૮) કમાઇ જવું.

**ખાઇજોવું,** ક્રિ૦ સ૦ ચાખવું; સ્વાદ લેવો; નાંણી જોવું; કેવું છે, તે ખાઇને તપાસી જોવું; પરીક્ષા કરવી.

**ખાઈપીલેવું,** ક્રિ૦ સ૦ ભોગવવું; ઉપભોગ કરવો; મોજ કરી લેવી. (૨) તૈયાર થવું; પરવારવું; સમેટવું; અનુભવ કરી લેવો. :—હવે ખાઇપી લીધું છે મરણ આજ આવો કે કાળાંતરે, તેની મને ચિંતા નથી.

**ખાઉ,** વિ૦ ખાનાર; સહન કરનાર:—લાંચખાઉ; હરામખાઉ; મારખાઉ. શબ્દની પાછળ જોડાય છે. :—ખાસડાંખાઉ. (૨) ખાવાની લલુતાવાળું; બુભુક્ષિત. (૩) ન૦ ખાવાનું.

**ખાઉકડ, ખાઉકણુ,** વિ૦ ખાખા કરે એવું; જેનું મન હમેશ ખાવા ઉપર જ રહેતું હોય એવું; ખાઉધરું. ગમે તે વખતે ગમે તે વસ્તુ ખાઇ જવાની જ જેને ભાવના રહ્યા કરતી હોય એવું; બુભુક્ષિત; અકરાંતિયું.

**ખાઉકી,** સ્ત્રી૦ ખાવાનું; ખોરાકી. (૨) ખાઇ જવું તે; લાંચ રૂશવત લેવી તે; —માંથી કાઢી ખાવું તે. ક્રિ૦ પ્ર૦ ખાઉકી કરવી= થોડું ઘણું ખાવાનું કાઢવું; લાંચ રૂશવત કે છુપી દલાલી તરીકે કંઈ કંઇ કાઢી ખાવું.

**ખાઉખાઉ,** અ૦ જાણે ક્યારેને ખાઇજાઉં એમ કરતું; અત્યંત ભૂખનો, અત્યંત ખાઉ ધરાપણાનો વલોપાત. ક્રિ૦ પ્ર૦ ખાઉ-ખાઉ કરવું=જાણે શું ખાઉં અને ક્યારે ખાઉં, એમ ખાવાની આતુરતા દેખાડવી; અત્યંત ભુખાળવાપણું બતાવવું.

**ખાઉધર,** વિ૦ ખાતાં ધરાય નહિ એવું; અક-રાંતિયું. (૨) લાંચિયું.

**ખાઉપાત્ર,** વિ૦ ખાવાને યોગ્ય; ખાઉકી કરે એવું; ખાઇ જાય એવું; ખાવાની દાનતવાળું.

**ખાએશ,** સ્ત્રી૦ [ फा. ] મરજી; ઇચ્છા; મન; ભાવના; હેતુ; આશય; વૃત્તિ; વલણ.

**ખાક,** સ્ત્રી૦ [ फा. ] રાખ; ધૂળ; ધાતુની રાખોડી; રસાયન; અર્થાત્ મારેલી ધાતુ. (૨) નાશ; પાયમાલી.

**ખાકટી,** ( ખાખટી) સ્ત્રી૦ ખાટા મરવા; નાની કેરીઓ; મરવા.

**ખાકસાર,** વિ૦ [ फा. खाक्+सार=सरखुं ] ખાખ જેવું; નરમ; તુચ્છ; ગરીબ; તાબેદાર; અધીન; આજ્ઞાંકિત; વિનયી; વિવેકી. (૨) પામર; હલકું; અધમ; નીચું.

**ખાકાન,** પું૦ [ अ. ] મોટા ઉપરી અધિકારી રાજા; સુલતાન.

**ખાકાની,** વિ૦ [ फा. ] રાજ્યને લગતું; પાદ-શાહી; સુલતાની.

**ખાકી,** વિ૦ [ फा. ] ખાકના રંગનું; જેનો રંગ ખાખ રાખના જેવો હોય એવું; મેલું.

**ખાખ,** સ્ત્રી૦ [ फा. ] કોઇ પણ વસ્તુ બળી ગયા પછી તેનો જે ભુકો અવશેષ રહે તે; ભસ્મ; રાખોડી; શેલી. (૨) મારેલી ધાતુ. ક્રિ૦ પ્ર૦ ખાખ થવું=બળીને ભસ્મ થઇ જવું; અત્યંત અદેખાઇથી દુ:ખી થવું.

**ખાખર,** પું૦ [ सं. खदिर ] એક જાતનું ઝાડ,

ખાખરો; પલાશ. આ ઝાડને મોટાં અને ચીવટ પાંદડાં થાય છે અને તેનાં ગુજરાતમાં પડિયા પતરાળાં બને છે. એનાં ફૂલ કેસુડાં કહેવાય છે. તે અંગારા જેવા લાલરંગનાં હોય છે. રૂ૦ પ્ર૦ ખાખરની ખીસકોલી=કુસ્થાનમાં રહેનાર; જેમાં રસકસ કે સ્વાદ નહોય તેવા સ્થાનમાં રહેનાર અને તેવા સ્થાનમાં માત્ર એક વસ્તુજ જેણે જોયેલી હોય એવું અનનુભવી; અજ્ઞાન. ઉ૦ ખાખરની ખીસકોલી અંગદ સ્વાદ શું જાણે સાકરનો.

**ખાખરી,** સ્ત્રી૦ ભાખરી; શેકેલી રોટલી; નાનો ખાખરો. અંગારા ઉપર શેકીને બનાવેલી ઘઉંની રોટલી. (૨) સુકો; તમાકુનાં સુકાઇ ગયેલાં કુમળાં પાંદડાં.

**ખાખરો,** પું૦ [ સં. खदिर ] પલાશ; ખાખર. (૨) અંગાર ઉપર શેકીને બનાવેલો ઘઉંનો રોટલો.

**ખાખસુસ,** અ૦ ખસુસ; જરૂર; અચૂક; નક્કી; ખચીત; ખામુખા.

**ખાખાવીખી,** વિ૦ ધૂળધાણી, ફેંદી નાંખેલું; ચુંથાયેલું; છિન્નભિન્ન; છુટું છુટું આમ તેમ વીખી નાંખેલું એવું. (૨) દુઃખી; હેરાન; પીડિત.

**ખાખી,** વિ૦ ખાખવાળું; ખાખ, રાખોડી જેવા રંગનું. (૨) કોરડું; જેની પાસે કંઇ પણ ન હોય એવું; ખાલી. :–ખાખીબંગાળી. (૩) પું૦ શરીરે ખાખ ચોળનાર બાવો; જોગી; ભસ્મ ધારણ કરનારો; વેરાગી. ઉ૦ ખાખીવેરાગી કયમ થયા, વણજારારે. ખાખીપલટણ=ખાખી રંગનો દરવેપ પહેરનારા સિપાઇઓની ટુકડી.

**ખાખીબંગાળી,** પું૦ ખાલી ખીસાનો ફક્કડ માણસ; દેખાવમાં સારો પણ જેની પાસે કશું ધન ન હોય એવો તે; ખાલી ભભકો દેખાડનારો; ઢાંડ; કોરડો.

**ખાચર,** પું૦ કાઠીલોકોની એક જાત, અટક, અને કોમ.

**ખાજ,** ન૦ [ સં. खाद्य ] ખાવાની ચીજ; ખાવાનું; ભક્ષ. ઉ૦ ખાઇ ન શકતો ખાજ.

**ખાજલી,** સ્ત્રી૦ જેની અંદર ખાલી જગા હોય એવી નાની કુંડાળી; જાળીદાર પૂરી જેવી વસ્તુ; તંતુઓ અને તેનાં ગુંગળાં, જે પૃથ્વી અથવા હરકોઇ સપાટી ઉપર પથરાઇ રહ્યાં હોય તે.

**ખાજલું,** ન૦ અંદરથી ખાલી જાળીદાર ચકરડું; કુકાળું; ગોળાકાર પોચું ને જાળીદાર જે તે; છાણું. ઘરોનાં ખાજલાં અને જલેબીનાં ખાજલાં=ખોખાં.

**ખાજવણી,** સ્ત્રી૦ ખાજ; ખંજવાળ; ખુજલી.

**ખાજું,** ન૦ [ સં. खाद ] ખાવા જેવું એક પકવાન્ન; પુષ્કળ મોયણવાળી પોચી પૂરી.

**ખાટ,** સ્ત્રી૦ [ સં. खट्वा ] અદ્ધર લટકાવી શકાય એવો પાયવાળો અથવા પાયા વગરનો પાટીનો ખાટલો તે; હિંચકાનો ખાટલો; છપરખાટ. (૨) ખાટવાનું; ફાયદો. :–આ વેપારમાં કંઇ ખાટ નથી.

**ખાટકી,** પું૦ [ સં. आखेट અથવા खविक=મારનાર ] પશુઓને મારી તેના માંસનો વેપાર કરનાર; કસાઇ; ગળકટ્ટો. (૨) સૈનિક. (૩) વિ૦ નિર્દય; ક્રૂર; હિંસક; ઘાતકી.

**ખાટકીવાડો,** પું૦ જ્યાં ખાટકીઓ રહેતા હોય તે મહોલ્લો. (૨) જ્યાં પ્રાણીઓ મરાતાં હોય અને માંસ વેચાતું હોય તે લત્તો. (૩) ગંદવાડો; ભંજવાડો. (૪) કલેશ કંકાસ અને મારઝુડ થઇ રહેવી તે; ક્રૂરતા ચાલવી તે.

**ખાટલી,** સ્ત્રી૦ [ સં. खट्वा ] નાનો ખાટલો; ઢોલડી; માંચી; પલંગડી. (૨) ઠાઠડી; કરકટી; નનામી.

**ખાટલો,** પું૦ [ સં. खट्वा ] જમીનથી ઉંચું રહે એવું પાયાવાળું પાટિયાં, પાટી કે દોરી ભરેલું અથવા નહિ ભરેલું લાકડાનું લંબચોરસ ચોકઠું; ઢોલિયો; ચારપાઇ; માંચો; પલંગ. (૨) મંદવાડ. :–ખાઇનો ખાટલો.

**ખાતાબાકી,** સ્ત્રી૦ ખાતામાં જમે ઉધાર થઇ ગયા પછી જે બાકી રહેલું હોય તે; જમે ઉધાર બાદબાકી કરતાં જે રકમ રહી હોય તે.

**ખાતાવહી,** સ્ત્રી૦ રોજમેળમાં જે જુદે જુદે નામે જમે ઉધાર થયું હોય તે, તે તે નામનાં જુદાં જુદાં ખાતાં પાડીને લખવા માટે રાખેલો ચોપડો; જેમાં જુદાં જુદાં ખાતાની વિગત હોય તે.

**ખાતાવાર,** અ૦ એકેએક ખાતું પાડયું હોય તેમ; ખાતાદીઠ.

**ખાતાંપીતાં,** અ૦ ગુજરાન કરતાં; આજીવિકા ચલાવતાં. :–એને ખાતાંપીતાં વરસ દહાડે સો રૂપિયા પડયા રહે છે.

**ખાતું,** ન૦ અમુક એકજ જણના નામનો જે જમે ઉધાર હિસાબ તે; લેણદેણનો હિસાબ. (૨) પ્રકરણ; કામ; વિષય. (૩) મોટો વહીવટ ચલાવવાને માટે જુદાં જુદાં કામકાજની જે જુદી જુદી ગોઠવણ તે; કામકાજની જુદી જુદી વહેંચણીમાંનું દરેક અંગ. :–મહેસુલખાતું; ઇનસાફખાતું; લશ્કરીખાતું; વેપારખાતું, વગેરે.

**ખાતુંત્રું,** ન૦ લેણદેણના હિસાબની લખાવટ; હિસાબ; (૨) લેણદેણને લગતું જે લખાણ તે.

**ખાતુંપીતું,** વિ૦ જેને ખાવાપીવાની ચિંતા ન હોય એવું; સાધનસંપન્ન; સુખી; આજીવિકાના સાધનવાળું; પૈસાદાર. ( ભૂખે મરતું–થી ઉલટું ) ગરીબ–કંગાલ નહિ તે.

**ખાદન,** ન૦ [ सं खाद् ] ખોરાક; ખાવાનું; ખાણું.

**ખાદિત,** વિ૦ [ સં. ] ખાધેલું; ખોતરેલું;

**ખાદી,** સ્ત્રી૦ જાડા સુતરનું ઘેંચું કપડું; ઉતરતી જાતની દોટી.

**ખાદ્ય,** [ सं खाद् ] ખાવાને યોગ્ય; ખાવા જેવું. (૨) ન૦ ખાવાનું.

**ખાધ,** સ્ત્રી૦ [ सं खाद् ] આહાર. :–એની ખાધ બહુ છે. (૨) ખોરાક; ખાવાનું. (૩) ખોટ; નુકસાન ટોટો. (૪) ઓડ; ખાંપણ; ખામી; ન્યૂનત્વ. (હીરા મોતીમાં)

**ખાધરો,** પું૦ ખાઉધરો.

**ખાધાગળો,** પું૦ વારંવાર સારું સારું ખાવાનો જે ભાવ તે; ખાધાદાઢ. (૨) ખાઉધરાવેડા.

**ખાધેલપીધેલ,** વિ૦ ખાવાપીવાના પ્રાચુર્યને લીધે તંદુરસ્ત શરીરનું; દોંગું, જાડું; માતેલું; આરોગ્ય; તંદુરસ્ત.

**ખાન,** પું૦ [ फा. ] રાજા, મોટા માણસ, અથવા મોટા અમલદાર; ખાં; મોટા માણસને મળેલો ઇલકાબ; ઓદ્ધાનું મોટું ઉપનામ; એક મોટી ઉપાધિ. (૨) કાબેલ; કુશળ; જાણનાર; અધીશ્વર:–વાતનો ખાં છે.

**ખાનગી,** વિ૦ [ फा. ] જાહેર નહિ એવું; છુપું; મનમાં રાખવાનું; પોતાનું ખાસ અથવા અમુક એકાદ જણ જાણે એવું. ઝાઝા માણસને નહિ કહેવા જણાવવા જોગ. (૨) એકાંત; જ્યાં અમુક સિવાય બીજાનો અવરજવર ન હોય એવું ( સ્થળ ).

**ખાનદાન,** વિ૦ [ फा. ] ખાનપાન અને પુણ્યદાન વગેરેમાં જેનો વહેવાર સારો હોય એવું; ખવડાવી પિવડાવી બે પૈસા આપી જાણનાર; ઉદાર; કુળવાન; ખુનિયાત; મોટાઘરનું; સારા ઉંચા અને સાંસારિક વ્યવહારમાં ઉત્તમ શીલનું. (૨) ન૦ પ્રતિષ્ઠિત કુટુંબ; સુકુળ; વશાન્વય. :–ધનજી શેઠનું ખાનદાન.

**ખાનદાની,** સ્ત્રી૦ [ फा. ] કુલીનતા; ખાનદાનપણું.

**ખાનપાન,** ન૦ ખાવાપીવાની વસ્તુઓ,સામગ્રી; ખાવાનું અને પીવાનું વગેરે તે; ભોજન સામગ્રી; ખાવાપીવાની રીત.

**ખાનાઈ,** સ્ત્રી૦ ખાનપણું; ખાન તરીકે અમલ બજવણી કરવી તે.

**ખાનું**, [ फा. ] મોટી જગામાં પાડેલા વિભાગોમાંનો અમુક ખંડ તે; વિભાગ; સ્થાન. જગા.:-દિવાનખાનું; બંદીખાનું; છાપખાનું. (૨) ભંડાર; સંગ્રહ; સંચયસ્થાન.:- દારૂખાનું; જામદારખાનું; ભૂતખાનું. (૩) ઘર; જગા; પડ. (૪) ઘર; કોઠો; આસન.:- પત્રકનાં ખાનાં. (૫)ખાણું.:-ખાને આબાદ= ખાવાપીવાની ગોઠવણ ઠીકસર રાખનાર; ખાવામાં ને પીવામાં સુખી.

**ખાપ**, સ્ત્રી૦ [ सं खर्पर ] બહુજ સફાઇદાર કડક અને ચકચકતી પતરી; અત્યંત સ્વચ્છ નિર્મળ વસ્તુ; અબરખનું ચાટલું; પડ.:-આ ધોબી કપડાં તો નર્યાં ખાપ જેવાં બનાવે છે. (૨) મોઢું જોવાનો કાચ; ચાટલું; આરસી; દર્પણ. ખાપનું ભરત= કચ્છ કાઠિયાવાડમાં અબરખ અથવા કાચની નાની ગોળ કકડીઓ મૂકીને ભરાતું ભરત.

**ખાપડું**, ન૦ [ सं खर्पर ] માટીના વાસણનો ભાગેલો કકડો; ઠીકરૂં; ઠીબ.

**ખાપણ**, ( ખાંપણ ) ન૦ શબ ઉપર વિંટાળવાનું કપડું; ખાંપણ. (૨) ન્યૂનતા; અપૂર્ણતા; ખામી.:-ખોડખાપણ, દોષ.

**ખાપરિયું**, ન૦ એક જાતનું ઔષધ; આંખમાં ભરવામાં આવતું જસતનું ભરણ તે. (૨) પેટમાં આપવાનું એક બીજું ઔષધ. આ છોકરાંને માટે વપરાય છે.

**ખાપરી**, સ્ત્રી૦ લિંટની પોપડી; ગુંગું; છોડ.

**ખાપરેકોડિયો**, પું૦ એક એકથી ગાંજ્યા જાય નહિ એવા બે ધૂર્તોમાંનો પ્રત્યેક; એક બીજાથી ઠગાય નહિ એવા ધૂર્ત, ઠગ. પૂર્વે બે મોટા ધૂર્તો થઇ ગયા, તે એક બીજાની સાથે દાવપેચ રમવામાં અને લોકોને ધૂતી ખાવામાં બહુ નામાંકિત થયા હતા, તે ઉપરથી આમ કહેવાય છે.

**ખાપરોઝવેરી**, પું૦ બહુજ પહોંચેલો ને પક્કો ધૂર્ત; મહા ઠગ. ચાંપાનેરમાં એક બહુજ કાબેલ ઝવેરી રહેતો હતો તેની કાબેલિયત અને ઠગબાજી-ધૂર્તતા ઉપરથી આ શબ્દ નીકળેલો છે.

**ખાપવું**, ક્રિ૦ સ૦ [ सं. क्षि. क्षुप=ખાંપવું. ] થોડું થોડું ખોદવું; પાવડાથી ઉથલપાથલ કરવું; ખાંપવું; એકઠું કરવું; ભેળવવું; એકત્ર કરવું.

**ખાબડું**, ન૦ નાનું ખાબોચિયું.

**ખાબોચિયું**, ન૦ નાનો પાણીનો ખાડો; ખાબડું; તળાવડું.

**ખામ**, પું૦ સ્તંભ; થાંભલો; ટેકો. (૨) ખભો.

**ખામચી**, સ્ત્રી૦ ખામોસી; ધીરજ; ધૈર્ય; સહનશીલતા.

**ખામણિયું**, ન૦ પાણી કાઢવાના કોસનો ચામડાનો દોર; વરત.

**ખામણું**, ન૦ પાણિયારાપર અથવા ચોકડીની કોર ઉપર પાણી વાસણ મૂકવા સારૂં ગોળ કોરણવાળો જે આછો ખાડો કરવામાં આવે છે તે. (૨) ઝાડની આગળ પાછળ જે છાછરો ક્યારો કરવામાં આવે છે તે; આલવાલ.

**ખામણો**, પું૦ ખાનું; ખંડ. (૨) નાનો ઠિંગણો માણસ. (૩) ભડવો.

**ખામી**, સ્ત્રી૦ [ फा. ] કોઇપણ બાબતમાં જે કંઇ ઓછાપણું હોય તે; અપૂર્ણતા; ન્યૂનતા; ઓછાપણું; કસરઃ ખોડ. (૨) ભૂલ; દોષ. (૩) ખોટ; ઘટ; ઓછ.

**ખામુખા**, અ૦ [ फा. ख्राहमख्राह ] ખચુસ; ખાસ; મુદ્દામ; જાણીજોઇને; બુદ્ધિપુરઃસર. (૨) નક્કી; ખરેખર; ખચીત. ઉ૦ ભામની દીઠી ભીલડે, આ તે શો ઉત્પાત; ખામુખા ખાશે મને, વિપરીત થાશે વાત. શામળ.

**ખામોશ**, સ્ત્રી૦ [ फा. ] ખમી જવું તે; ક્રોધ આવેશને દાબી દેવો તે; સાંખી રહેવું-સહન કરી જવું તે; સહનશીલતા; ધીરજ; સબુરી.

**ખામોશી,** સ્ત્રી૦ સાંખી રહેવાનો જે ગુણ તે; ક્રોધ અથવા બીજા કોઈ આવેશને દબાવી રાખવાની શક્તિ; સહનશીલતા; સબુરી.

**ખાયકી,** સ્ત્રી૦ અન્યાયે ગેરવાજબી રીતે ખાવું તે; લાંચ રૂશવત રૂપે જે કંઇ મેળવવું તે; હકનું મળતર નહિ તે; ખાઉકી; ચોરી છુપીથી ઉડાવી ખાવું તે; ખરચી; પેદાશ; મળતર.

**ખાયો,** પું૦ અંડ; વૃષણ.

**ખાર,** પું૦ [ સં. ક્ષાર ] ખારાટનો પદાર્થ; જેમાં ખારાશ હોય તે; જેમાં મીઠું અથવા લૂણ (લવણ) જેવો ગુણ, સ્વાદ અને ખાસિયત હોય તે પદાર્થ. ખાર બરડ ને પાસાદાર હોય છે. ચોમાસામાં તે ઓગળે છે. (૨) દ્વેષ; વેર; અદાવત; કીનો. (૩) ઇર્ષ્યા; અદેખાઇ.

**ખારટ,** વિ૦ ખારું; જેમાં મીઠા જેવો સ્વાદ હોય તે; ખારાટ.

**ખારપાટ,** પું૦ જેના પટ–વિસ્તારમાં ખારાટ હોય તે જમીન; અગરની જમીન: જ્યાં મીઠું પાકતું હોય તે.

**ખારબાટિયું,** વિ૦ ખારને લીધે બળનારું; ઇર્ષ્યાથી જેનું શરીર લેવાઈ જતું હોય એવું; બળકણું (માણસ).

**ખારભંજણું,** ન૦ [ સં. ] મુખ સમારવાનું તે; હુંગો; મોં સવાદ કરવાને ખાવાનું જે તે.

**ખારવણ,** સ્ત્રી૦ ખારવાની સ્ત્રી; ખારવા જાતની સ્ત્રી.

**ખારવું,** ન૦ પાકો રંગ ચઢાવેલું ગોદડાનું કપડું; ખોળિયું: ગોદડાનું રંગિત કપડું.

**ખારવો,** પું૦ વહાણ ખેડનારો; ખલાસી; વહાણવટી.(૨) છાપરાં ચાળનારો; ખલાસી. (૩) ખારાટવાળો એક જાતનો ગોળ. :–ખારવો ગોળ.

**ખારાજ,** જુ૦ ખારાટ.

**ખારાટ,** પું૦ ખારાપણું; ખારાશ; સહેજસાજ ખરાપણું હોય તે.

**ખારાશ,** સ્ત્રી૦ ખારાપણું.

**ખારિયાં,** ન૦ ચીભડાં અથવા કલિંગડાના મીઠું ચઢાવી અથાણાની પેઠે રાખી મૂકેલા કકડા. (૨) ભૂખે મરવું તે; લાંઘણો કરવી તે.:–આજ તો ખારિયાં થયાં.

**ખારિયું,** વિ૦ ખારીલું; ખાર રાખ્યા કરે એવું ઝેરીલું; બળકણું; (૨) જુ૦ ખારિયાં.

**ખારી,** સ્ત્રી૦ સ્વાદે ખારી અને વળી ખારી જમીનમાં થતી એવી એક જાતની ભાજી; વનસ્પતિ. (૨) એક અમુક વજનનું તોલ. (૩) વિ૦ ખારીલું.

**ખારીલું,** વિ૦ ખારવાળું; દ્વેષીલું; ઝેરીલું; દ્વેષી; જેના મનમાં વેર ઝેર રહ્યા કરતું હોય તેવું.

**ખારીવલી,** સ્ત્રી૦ એક જાતનું પંખી: એમ કહેવાય છે કે એ પંખી જેના માથા ઉપર થઇને જાય તેની પાઘડી બળે.

**ખારું,** વિ૦ જેમાં ખારાટ હોય તેવું; જેનો સ્વાદ ખારવાળો મીઠા જેવો હોય તે. (૨) અકારું; અપ્રિય; અળખામણું. (૩) ખારવાળું; ઇર્ષ્યાળુ; ઝેરીલું. ખારુખારું ઉસ અથવા ખારુખારું દવ=બહુજ ખારું.

**ખારૂઈ,** સ્ત્રી૦ વિધવાને પહેરવાનું એક વસ્ત્ર.

**ખારેક,** સ્ત્રી૦ [ સં. खर्जूर ] ખજુરીનું સુકું ફળ; ખારક.

**ખારેકપાક,** પું૦ ખારેકોને ખાંડી તેમાં બીજાં વસાણાં નાંખીને બનાવેલો ખાવાનો પદાર્થ.

**ખારેકીબોર,** ન૦ ખારેકના જેવાં મોટાં અને લંબગોળ બોર; મોટાં લાંબાં બદરીફળ; અમદાવાદી અથવા બનારસી બોર.

**ખારો,** પું૦ [ સં. ક્ષાર ] પાપડિયો ખાર; સંચોરો. (૨) દોરીનો કોથળો :–એક ખારો કેરીઓ.

**ખારોડ,** વિ૦ ક્ષારવાળી જમીન; ખારી જમીન; ભેજવાળી, જેમાં ક્ષારનો અંશ હોય એવી, ( જમીન, ભૂમિ. )

**ખારોપાટ,** પું૦ છોકરાઓની એક રમત.(૨) ખારાટવાળી જમીન.

**ખાલ**, સ્ત્રી૦ [ સં. खल्ल ] ચામડી; ત્વચા; હાડપિંજરનું આચ્છાદન અથવા ઢાંકણ; છાલ; ખોલ; પડ.

**ખાલડી**, સ્ત્રી૦ ત્વચા; ખાલ; ચામડી.

**ખાલપો**, પું૦ [ સં. खल्ल+पू=સાફકરવું ] જનાવરોની ચામડીને કમાવી સાફ કરનારો; ચામડિયો; ચમાર.

**ખાલવવું**, ક્રિ૦ સ૦ ખાલી કરવું; ઠાલવવું.

**ખાલસા**, વિ૦ [ અ. खालसाह ] પોતાનું જ; પોતાની કુલ માલીકી, તાબા કે સત્તાનું; અમુક એક વ્યક્તિના પોતાના તાબાનું; સરકારી; સરકારના પોતાના વહીવટ તળેનું. ( સન ૧૮૨૧ માં ઓન. સર માઉંટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટનની ગુજરાતમાં બ્રિટિશ સત્તા થયાંની જે નોંધ છે તેમાં ખાલસાનો એવો અર્થ કર્યો છે કે, બ્રિટિશ સરકારનો પોતાનો અને પોતાના વહીવટ તળેનો જે મુલક તે 'ખાલસા'; અને ચોથ વસુલ કે ખંડણી આપનારાઓના વહીવટનાં જે ગામો તે 'ગરાસિયા' કે 'ઇનામી' જાણવાં. સીખની પ્રજાસત્તાથી ઉભા થયેલા રાજ્યને અને લશ્કરને 'ખાલસા' કહેતા. સર લેપલ ગ્રિફિન 'રણજીતસિંહ'માં જણાવે છે કે, ડો. ટમ્પના મત પ્રમાણે 'ખાલસા' અરબી શબ્દ છે અને તેનો શબ્દાર્થ પોતાની મીલકત એવો થાયછે. ગુરુની પોતાની ખાસ મીલકત એવો એનો લક્ષ્યાર્થ છે. ) આગવું; (સરકાર જ જેનો ધણીરણી હોય એવું જે કંઈ તે; આવો હાલ ખાલસાનો અર્થ થાયછે.) સરકારનું પોતાનું; સરકારી.

**ખાલી**, સ્ત્રી૦ શરીરનો અમુક ભાગ એકજ સ્થિતિમાં રહેતાં રુધિરાભિસરણના અટકાવથી તેમાં જે ઝણઝણાટ ઉત્પન્ન થાય છે તે; ઝણઝણી; ઝઝણી. ક્રિ૦પ્ર૦ :—ખાલી ચડવી અને ખાલી આવવી=ઝણઝણી ચડવી.

**ખાલી**, વિ૦ [ અ ] જ્યાં કંઈ ન હોય તેવું; ભરેલું ન હોય એવું; જેમાં કંઈ મૂકેલું, પડેલું ન હોય એવું; ઠાલું; વસ્તુરહિત. (૨) નકામું; વ્યર્થ; અમસ્તું. (૩) માત્ર; કેવળ. (૪) પૈસા વગરનું.

**ખાલીખમ**, અ૦ તદ્દન ખાલી; ઠાલુંઠમ.

**ખાલીપડવું**, ક્રિ૦ અ૦ કોઇ ન વાપરે તેવું થવું; ન વપરાવું. (૨) પુરાયા ભરાયા વગર રહેવું. (૩) નંખાઈ જવું; નબળા પડી જવું; શરીરે નબળું થઈ જવું.

**ખાલીપીલી**, અ૦ અમસ્તું; નકામું; વ્યર્થ; વગર કારણે.

**ખાલું**, ન૦ [ સં खल्ल ] જોડાના તળિયા ઉપરની ચામડાની ખોલ તે; જોડાનું ઉપલું ચામડું. (૨) સાળના તંતુઓ વચ્ચે રાખવામાં આવતો પડો. ( ૩ ) ખળાના અનાજ ઉપર ઢાંકવાનું ઘાસ. ( ૪ ) કસ આવવાને એક ચોમાસું પડતર રહેવા દીધેલો ક્યારો, અથવા ખેતર.

**ખાલેશ**, વિ૦ [અ.] સાફ; ખુલ્લું; કુડ કપટરહિત. :– ખાલેશ દીલ.

**ખાવંદ**, પું૦ જુઓ૦ ખાવિંદ.

**ખાવરું**, વિ૦ [ સં. खाद्=ખાવું ] ખાઉધરું; જે તે ખાખા કરતું હોય એવું; ખાવાની અત્યંત લલુતાવાળું.

**ખાવાનું**, ન૦ [ સં. खाद्य ] ખાવાની જે કંઈ ચીજ કે ચીજો તે; ખાદ્ય; ખાવાના કામની જે કંઈ વસ્તુ તે. (૨) ખોરાક; ખાનપાન.

**ખાવિંદ**, પું૦ [ અ. ] ઈશ્વર; સરદાર; શેઠ; માલીક. (૨) ધણી; પતિ; વર; સ્વામી.

**ખાણું**, ન૦ [ સં. खाद् ] ખાવાનું; કાચુંકોરું ખાવાનું; ભાથું; ટીમણ; જે કંઈ ખાવાજેવું હોય તે. ( રોટલાદિ, મેવો મિઠાઈ )

**ખાવું**, ક્રિ૦ સ૦ [સં खाद्=ખાવું] મોંએ ચાવી ચગળીને ગળે ઉતારવું; ભક્ષણ કરવું; જમવું;

ગળવું. (રોટલો ખાધો; ગોળી ખાધી) (૨) સહેવું; વેઠવું; ખમવું. (માર ખાવો, હાર ખાધી. ગમ દમ ગાળ કે ખોટ ખાવી) (૩) વાપરવું, ભોગવવું; અનુભવવું; ઉપયોગમાં લેવું. (હવા-દવા-રજ્જુ ખાવું) (૪) લાગવું; ખરચ પડવું. (આ મકાને બહુ રૂપિયા ખાધા) (૫) ક્રિયા કરવી. (છિંક આંકડી ગુલાંટ અને ફેરા ખાવા) (૬) ચોરી છુપીથી લેવું; ગેરઉપયોગ કરવો; વગર હકે લેવું. (લાંચ ખાવી. મીલકત ખાધી) ક્રિ૦ પ્ર૦ પૈસા ખાવા=લાંચ લેવી; અન્યાય કરવો. તડકો ખાવો=સુકાવું. થાક ખાવો=આરામ લેવો. વધામણી ખાવી=સૌથી પહેલાં આનંદની વાત કોઇને જઈ કહેવી. ખાઇ બગાડવું=બરોબર બદલો નહિ આપવો. ખાઇને ખોદવું=નીમકહરામ થવું. ખાવા ધાવું=ભયંકર લાગવું; ભય ઉપજાવવો. ખાવા લેવું-આપવું=કન્યાનાં માબાપે બદલામાં નાણા લેવાં. ખાઇ જવું=ઓહિયાં કરવું; ઉચાપત કરવું. ખાઇપી લેવું=પરવારવું; તૈયાર થવું. ખાતેપીતે=સુખી; સારી સ્થિતિવાળો. ખાઇપીને મંડવું=ખંતથી કામ કરવું. સાથે ખાવું=આડો વ્યવહાર રાખવો.

**ખાવો,** પું૦ ઘણાં ઉંડાં મૂળવાળું એક ઘાસ. (આવા ઘાસની જડો ખેતરોમાં બહુ ઉંડી જતી રહે છે, અને જ્યાં સુધી તેને ખોદી કાઢવામાં આવે નહિ, ત્યાં સુધી જમીન કસ આપતી નથી)

**ખાસ,** વિ૦ [अ.] પોતાનુંજ; પોતીકું. બહુજ અગત્યનું; જરૂરનું; મુદ્દાનું.

**ખાસગત,** વિ૦ [अ.] પોતાનુંજ; પોતાને લગતુંજ. (૨) ખાનગી.

**ખાસગી,** જુઓ ઉપલો શબ્દ.

**ખાસડકુટો,** પું૦ ખાસડાં ખાધા કરે એવો માણસ. (૨) માથાકુટનું, કંટાળોભરેલું કામ; ફ્કથાનું કામ.

**ખાસડાંબાજી,** સ્ત્રી૦ એકબીજાઉપર ખાસડાં નાંખીને ગમ્મત કરવી તે; ગદ્ધામસ્તી; અસભ્ય-મૂર્ખ માણસોની ખોટી લઢાઈ; અસભ્ય ખોટી લડાઇ લઢવી તે.

**ખાસડાંખોર,** વિ૦ ખાસડકુટો.

**ખાસડિયાંકેળાં,** ન૦ લાંબાં અને ત્રણ ધારાં એક જાતનાં કેળાં; એની અંદર વચમાં કાળો રેસો હોય છે.

**ખાસડું,** ન૦ પગરખું; જુનું અને ઘસાયેલું પગરખું; જુનો જોડો.

**ખાસદાર,** પું૦ સાથે રહેનારો માણસ; પરિચારક; સેવક; અનુચર.

**ખાસદોસ્ત,** પું૦ ખરેખરો બહુજ પ્રીતિવાળો મિત્ર; ખાનગી મિત્ર. છાની વાત જાણનારો -અંગત મિત્ર.

**ખાસબરદાર,** પું૦ લશ્કરી અમલદારનાં હથિયાર ઉંચકનાર; સરદારનાં હથિયાર લઇ સાથે ફરનાર.

**ખાસાનુંબીડું,** ન૦ વૈષ્ણવોના મંદિરોમાં મહારાજને અને ઠાકોરજીને માટે જે ખાસ બીડાં બનાવવામાં આવે છે તે.

**ખાસિયત,** સ્ત્રી૦ [अ.] સ્વભાવ; પ્રકૃતિ. (માણસની) ગુણ; ધર્મ; અસર; (પદાર્થની) (૨) ટેવ; આદત.

**ખાસી,** વિ૦ જેના વીર્યોત્પાદક અવયવ કાપી નાંખેલા હોય એવું; વૃષણ રહિત. (બળદ અને ઘોડા જેના વૃષણ કાપી નાંખેલા હોય તે ખાસી કહેવાય છે)

**ખાસું,** વિ૦ [अ.] સારું; રુડું; મઝેનું.

**ખાસું,** અ૦ વાહવાહ; સારું; બેસ. (૨) શાબાશ; ભલે.

**ખાળ,** પું૦ [सं. क्षाल=ધોવું] પાણીની નીક; નળ; (મેલું-ધોવરામણનું પાણી વહી જવાને બાંધેલો માર્ગ-ગોળ નળી કે નાળથી બાંધેલી નીક) નાની જેને એક છેડે પાણી જવાની નળી મૂકેલી હોય એવી ચોકડી.

ક્રિ૦ પ્ર૦ ખાજે જવું-પિશાબ કરવા જવું; ખાળે બેસવું=પિશાબ કરવો.

**ખાળકુંડી,** સ્ત્રી૦ મેલું પાણી જે ખાળમાં થઇને વહી જતું હોય તે ખાળને છેડે પાણીમાંનો કચરો ઠરી રહેવા બનાવેલી કુંડી તે.

**ખાળકુવો,** પું૦ ખાળનું (મેલું) પાણી જવાને કરેલો ઉંડો ખાડો, કુવો તે. (૨) સંડાસનો કુવો; શૌચકૂપ.

**ખાળવું,** ક્રિ૦ સ૦ વચમાંથી બંધ પાડવું; થોભાવવું; અટકાવવું: રોકવું; આગળ ન વધે એમ કરવું.

**ખાળું,** ન૦ જમાની; જામીનગીરી; બાંયધરી; સાન.

**ખાળો,** પું૦ ખળાઇ રહેવું તે; ખોટી રહેવું પડે તે; રોકાણ: અટકાવ. (૨) વાર; વિલંબ. (૩) બંદર; મુકામ; વિસામો. (ચોથાનો ખાળો) વિ૦ ખાળનાર; રોકનાર.

**ખાં,** પું૦ [ फा ] મુસલમાન ગૃહસ્થો અને અમીરોને બોલાવવાનો ખિતાબ; સરદાર; શાહજાદો. ખાં=સાહેબ. (૨) ખૂબી પિછાનનાર; સમજુ; કદર બુજનાર; ઉસ્તાદ. :- એ ભાઇસાહેબ તો કવિતા અને ગાયનના ખાં છે.

**ખાંખડિયું,** ન૦ (ખુંખું કરવા ઉપરથી) હાંસો; ઉધરસ.

**ખાંખણ,** ન૦ ચોળવાનું એક ઓસડ; દવા.

**ખાંખત,** સ્ત્રી૦ ચાનક; ધ્યાન; કાળજી; ખંત. (૨) છીટ; અણખત.

**ખાંખતી,** વિ૦ ખાંખતવાળું; ખંતીલું; નાનું મોટું, કામનું નકામું જે કંઈ હોય તે સાચવી રાખવાની ખંતવાળું.

**ખાંખરોટવું,** ક્રિ૦ સ૦ ખંખેરીને ચોપડવું; જરા જરા લગાડવું; થોડું લઈ ઘસીને બધે ચોપડવું તે. ( રોટલી ખાંખરોટવી )

**ખાંખાખોળા,** પું૦ ખુણે ખોચરે આમતેમ બધે ખોળંખોળા કરવી તે; બધે ઠેકાણે ઉંચું નીચું કરીને ખોળવું તે. (આ શબ્દ બહુવચનેજ વપરાય છે ) ક્રિ૦ પ્ર૦ ખાંખાખોળા કરવા=આમ તેમ ખુણે ખોચરે શોધવું. ખંતથી શોધવું.

**ખાંખારવું,** ક્રિ૦ અ૦ ખુંખારવું; હાંસવું; ખુંખારો કરવો. (૨) ઘોડાનું બોલવું; અવાજ કરવો.:-ઘોડો ખાંખારે છે.

**ખાંખારો,** પું૦ જુઓ ખુંખારો.

**ખાંખાં,** ફાંફાં. ( કાઠિયાવાડ )

**ખાંગડ,** પું૦ ભાંગેલો ટૂટેલો બેડોળ એકાદો કાકરો; કુકો. (૨) બહુ ગરમી લાગવાથી પીગળી ગયેલી ઇંટનો કકડો તે; ક્ષોદ.

**ખાંગડી,** સ્ત્રી૦ નાનો ખાંગડો.

**ખાંગડો,** પું૦ [ सं. क्षर्=ખરવું ] ખરી ગયેલો કોઈ આખી વસ્તુનો એકાદો ભાગ તે; કાંકરો; કુકો. (૨) શંખલા; સીપ વગેરેના કકડા કે કાંકરા તે.

**ખાંચુ,** પું૦ જાણભેદુ; ચાડખુ; મળતિયો; ખરી વાતનો જાણનાર. ( ચોરનો ખાંચુ. નર્મ.)

**ખાંચ,** સ્ત્રી૦ ખાંચો; ખુંચ; ખોલ; ખોભણ; નાનો ખાડો; ખાણ. (૨) સાંકડ; મુંઝવણ. (૩) ખોટ; ટોટો; નુકસાન. (૪) જેમે ઉધારનો ટાળો નહિ મળવો તે: વધઘટ; ખોટ.

**ખાંચકો,** પું૦ ( ખમચાવું ) ખમચાઈ રહેવું તે; આંચકો: અટકવું કે પાછા પડવું પડે તે; ખંચાઈ જવું પડે તે; અટકાયત; ખંચાવું તે.

**ખાંચખુંચ,** નાની મોટી ખોડ ખાંપણ; ભૂલચૂક; બારીક શારીરિક દોષ; વાંધોસાંધો. (૨) બારીક જે કંઈ જાણવા જેવું હોય તે; ઝીણવટ.

**ખાંચખુંચવાળું,** વિ૦ ખોડ ખાંપણ જાણનારું; ઝીણી નજરનું; ઝીણવટવાળું. (૨) મુંઝ-

વણવાળું. (૨) વાંકું; ઊંચુંનીચું.

**ખાંચડ,** સ્ત્રી૦ કઠણની એક તરફની ઉંડી જગા તે; ઢોળાવની બાજુની ખીણ.

**ખાંચવું,** ક્રિ૦ સ૦ ખેંચી રાખવું; પાછું હઠાવવું.

**ખાંચાખુંચી,** સ્ત્રી૦ નાના મોટા ખાંચાવાળી સ્થિતિ તે; ખુણાખોચરા; ખાડાખૈયા: ઊંચુંનીચું; ગલીકુંચી.

**ખાંચો,** પું૦ એક સરખી ધાર સપાટી અથવા લીટીમાં પડતો ખાડો અથવા વાંક તે. (૨) સાંકડો રસ્તો: ગલી; રસ્તાનો ફાંટો; નાનો મહોલ્લો કે પોળ. (ઘોબીનો ખાંચો) (૩) ખુણો. (૪) વાંધો; હરકત. (૫) અટકાવ; બંધી.

**ખાંચાળું,** વિ૦ ખાંચાવાળું; વાંધાવાળું.

**ખાંજણ,** સ્ત્રી૦ જ્યાં દરિયાનું પાણી આવીને ભરાઈ રહેતું હોય એવી જગા.

**ખાંજરું,** ન૦ ખુણાનું ઠેકાણું: ખુલ્લું જોવું-રમાં ન ગણાય એવું સ્થાન; ખુણો. :— આ કામ ખાંજરે નાંખશો નહિ. (૨) કુટણીનું સ્થાન.

**ખાંડ,** સ્ત્રી૦ [ સં. खण्ड ] ગળપણવાળા રસને ઉકાળી તથા સ્વચ્છ કરી બનાવેલી રેતી જેવી કે પડેલદાર વસ્તુ; ખંડ કણ કણદાર ગળપણ. શર્કરા. ક્રિ૦ પ્ર૦ ખાંડ વાપરવી=મીઠું બોલવું; ખાંડ પીરસવી=સારું લગાડવું. ખાંડ ખાવી =ગપ્પ મારવી: ખાલી બોલવું. ( લોક બોલે છે તે ખાંડ ખાય છે )

**ખાંડકુટ,** સ્ત્રી૦ મનમાં જે ગડભાગ થવી તે; ગુંચવણ: અમુંઝણ; અકળામણ; ગભરાટ, ઉત્તાપ; ચિંતા; ફીકર; અજંપો.

**ખાંડણિયું,** ન૦ ખાંડવાનું હથિયાર તે; સાંબેલું: મુસળ. (૨) પડોળો ખાંડણિયો; કોઇપણ વસ્તુ ખાંડવાનું ઠગળું.

**ખાંડણિયો,** પું૦ [ સં. खल ] પત્થર અથવા લાકડાનું ખાંડવાનું ગણિયું તે; ખાયણિયો; પત્થર અથવા લાકડાના ગણિયામાં ગોળ ખાડો કરી બનાવેલું ખાંડવાનું તે.

**ખાંડણી,** સ્ત્રી૦ અહિંતહિં ફેરવી શકાય એવું લાકડાનું કે ધાતુનું ખાંડવાનું પાત્ર; નાનો ખાંડણિયો; ખાંયણી.

**ખાંડણું,** ન૦ ખાંડવાની વસ્તુ તે; ખાંડવાનું જે તે. ( જેમ દળણું )

**ખાંડવ,** ન૦ [ સં. ] કુરુક્ષેત્ર આગળનું એક વન, કે જે કૃષ્ણની સહાયથી અર્જુને બાળ્યું હતું તે.

**ખાંડવું,** ક્રિ૦ સ૦ વસ્તુના જુદા જુદા ભાગ થઈ જાય તેમ તેને કચરવું; ફટવું; ભાગવું; વાટવું: કકડા કકડા કરવા; ફોતરાં છોડાં કાઢવાં. (૨) આઘાત કરવો; ઘા ધક્કા મારવા; ખંડાય એમ કરવું. (૩) અકળાવવું; રગડવું; ખુંદીમારવું.

**ખાંડિયું,** ન૦ નાની લેંશ; જોટકું.

**ખાંડી,** સ્ત્રી૦ વીસમણનું માપ; અમુક વજન જેટલો જથો.

**ખાંડીબંધ,** વિ૦ પુષ્કળ: ખાંડીએ મપાય, જોખાય એટલું; ઘણું. ( ૨ ) અ૦ જથ્થે; સામટું: સાગે; બાંધેજથે.

**ખાંડું,** વિ૦ [ સં खण्डित ] ખંડિત; આખું નહિ તે; ખંડિત થયેલું; ભાગેલું; ટૂટેલું; ખાણ પડી હોય એવું.

**ખાંડું,** ન૦ [ સં खड्ग ] બેઉ તરફ ધારવાળી તરવાર; સીધી અથવા વાંકી પણ પાનાની વચમાં ખોભણવાળી તલવાર; તરવાર. (૨) વર વગરની જાન. ( ગરાસિયા અને કોળીઓમાં એવો રિવાજ છે કે, વર તરફના કેટલાક માણસો ( જાનૈયા ) એક તરવાર લઈ કન્યાના બાપને ત્યાં જઈ કન્યાને લઈ વરને ત્યાં પાછા ફરી આવે છે. કન્યા વરને ઘેર આવ્યા પછી લગ્નવિધિ થાય છે. (તેઓ જે ખાંડું—તરવાર લઈને કન્યાને લેવા જાય છે તે )

**ખાંધ,** સ્ત્રી૦ [ સં. स्कंध ] શરીર અને માથાને જોડનારો ગળાની બાજુનો અવયવ; ગરદન. (૨) ખભા આગળ અથવા પશુના આગલા બે પગ આગળ કરોડને છેડે જે માંસ પિંડ હોય છે તે; ખુંધ. ક્રિ૦ પ્ર૦ ખાંધદેવી–આપવી=ટેકોકરવો; મદદ આપવી; ઉંચકાવવું.

**ખાંધિયો,** પું૦ ઉંચકનાર; ખાંધે ચઢાવીને લઇ જનાર; મદદ ટેકો આપનાર; મડદું ઉંચકનાર. (૨) ખુશામતિયો. (૩) સાથી; મદદગાર.

**ખાંધી,** પું૦ ખાંધવાળો; બળદ.

**ખાંધું,** ન૦ (કાંધું) અમુક મુદતને આંતરે આંતરે અને કકડે કકડે નાણાં ભરવાની જે ગોઠવણ તે; હફતો.

**ખાંપણ,** સ્ત્રી૦ ખામી; ખોડ; કસર; એબ; દોષ. (૨) મડદા ઉપર ઓઢાડવાનું કપડું; કફન.

**ખાંપવું,** ક્રિ૦ સ૦ પાવડાથી આમતેમ ફેરવવું; થોડુંથોડું ખોદીને ખેંચવું; ઉપર ચઢાવવું. (૨) સમારવું; ખાંપા હોય તે કાઢી નાંખવા; સાફ કરવું. :–બળિયા ખાંપવા.

**ખાંપો,** પું૦ સપાટીની ઉપર રહી ગયેલો કરચો; ફાંસડો; શાખા; વજ્જ; ગરજો; ખુંપરો.

**ખાંભ,** પું૦ [ સં. स्तम्भ ] સ્તંભ; થાંભલો; થાંભ.

**ખાંભી,** સ્ત્રી૦ પરાક્રમ કરીને મરી ગયેલાં માણસના સ્મરણાર્થે તેને બાળવા અથવા દાટ્યાની જગાએ જે સ્તંભ ઊભો કરવામાં આવે છે તે; પાળિયો; ચોતરો. (૨) ખોભણ; ખાડોખાચો. (પાટિયાં બેસાડવાને લાકડામાં પાડેલી ખાંચ)

**ખાંમી,** જુ૦ ખામી.

**ખાંયણિયો,** પું૦ જુ૦ ખાંડણિયો.

**ખાંયણી,** સ્ત્રી૦ ખાંડવાનું પાત્ર તે; જુ૦ ખાંડણી.

**ખાંયણીપરાઇ,** સ્ત્રી૦ ખાંડણી અને દસ્તો.

**ખાંસવું,** ક્રિ૦ અ૦ ઉધરસ ખાવી; ઠાંસવું; ખુંખારવું.

**ખાંસી,** સ્ત્રી૦ ઉધરસ; ઠાંસો; વાછરડા તથા વાછેરા વગેરેના વૃષણ કાપવા તે.

**ખિચખિચ,** અ૦ [ સં. कृच्छ्रम् प्रा. किच्छम ] ભરચક; સજ્જડાસજ્જડી; ગીચ; ચિકાર. એક એકને દાબી કે ચંપાઇને રહે તેમ ભરેલું કે નાખેલું હોય એવું. 'ખિચખિચ' એવી તરેહનો અવાજ કરતું. ( ખિચખિચાણ. )

**ખિચગાલ્લું,** ન૦ સરસામાન લાવ લઇ જા કરવાનું ગાડું; ખટારો; ધાડ અને ઠેલા ખાતું જાય એવું જે યાન તે. વિ૦ ધામું અને મહેનતનું કામ કરનારું (માણસ)

**ખિચાખિચ,** જુ૦ ખીચોખીચ.

**ખિચોખિચ,** અ૦ એક બીજા સાથે ભચરડાઇ સંકડાઇને રહેલું હોય તેમ. (૨) વિ૦ એક બીજાની વચ્ચે અવકાશ રહે નહિ તેમ સજ્જડાસજ્જડ ભરેલું; ગીચ; ચિકાર; અડોઅડ; લગોલગ; ભરચક; ઠસોઠસ.

**ખિજગાલ્લું,** જુ૦ ખિચગાલ્લું.

**ખિજડો,** પું૦ [ સં. खदिर ] એક જાતનું કાંટાવાળું ઝાડ; સમડો. હવનમાં અને લગ્નાદિ શુભ પ્રસંગમાં આનું લાકડું કામ આવે છે. ( સમિધ અને માણેકસ્તંભ ખિજડાનાં થાય છે )

**ખિતાબ,** પું૦ ( अ. ) સારી કિંવા ખોટી ઓળખનું ઉપનામ તે; પદવી; ઇલકાબ; માનની કે આબરૂની ઓળખ તે; ઉપાધિ.

**ખિદમત,** જુ૦ ખીજમત.

**ખિન્ન,** વિ૦ [ સં. खिद ] મનોભંગ થઇ પાછું પડેલું; ના ઉમેદ થઇ ગયેલું; દીલગીર; શોકાતુર; ખાટું; નાસીપાસ; દુઃખી; આશાભંગ થયેલું. પીડિત; નિરુત્સાહ.

**ખિન્નતા,** સ્ત્રી૦ [ સં. खिद ] નાસીપાસી; ના ઉમેદી; કાર્ય–ધારણા સિદ્ધ ન થવાથી થયેલી

જે અસર તે; શોક; દીલગીરી; મનોભંગ-પણું; ખિન્ન થવું તે.

**ખિમણું,** ન૦ દાગીનાઓમાં નંગ બેસાડવાનું જે ખાનું તે. (નથના, વાળાના ગાંપામાંનું નંગ.) વાળાના ગાંપામાં જડેલા હીરા.

**ખિમા,** જુઓ ક્ષમા.

**ખિયાલા,** (ખિયાલ=ખ્યાલ=તરંગવાળું) ખ્યાલિયું; મન; તરંગી. ઉ૦ પિયા પિયાલા ને ઉતારે ખિયાલા. બોતને.

**ખિસકોડી,** સ્ત્રી૦ જુઓ ખીસકોલી. ગામડિયા કે અનાર્ય લોકો આમ બોલે છે.

**ખિસત,** જુઓ ખિલત.

**ખિલવત,** ન૦ (અ.) ખાનગી સલાહ; ગુપ્ત મસલત.

**ખિલાવટ,** સ્ત્રી૦ ખીલી રહે એમ કરવું તે; પ્રફુલ્લ કરવું; કેળવીને સરસ બનાવવું તે; ખીલે એવી રીતે કરવું તે; ખૂબ ખીલવવું તે.

**ખિલાડી,** જુઓ ખેલાડી.

**ખિલાવવું,** ક્રિ૦ સ૦ ખીલે એમ કરવું; ફુલાવવું; બહલાવવું; ચઢાવવું; ઉઠાડવું; લહેરમાં ચગાવવું; મશ્કરી કરી ગમ્મત કરવી; રમાડવું; ઉશ્કેરવું; ઉત્તેજન આપવું.

**ખિલોડી,** જુઓ ખીસકોલી.

**ખિલોણું,** ન૦ રમવાનું જે સાધન તે; રમકડું; નાનાં છોકરાંને રમવાનું વતરાણું તે.

**ખિલ્લત,** સ્ત્રી૦ પ્રીતિ મહેરબાની અથવા પ્રસન્નતા બતાવવાને જે પોષાક આપવો તે; સરપાવ; પહેરામણી; પોષાકની ભેટ. રાજા પાદશાહે કોઇ માણસને ઓહ્દા ઉપર નિયોજતાં તેને જે પોષાક આપવો તે. (આમાં કપડાં ઘરેણાં અને હથિયારનો સમાવેશ થાય છે)

**ખિલ્લો,** જુઓ ખીલો.

**ખિસમિસ,** સ્ત્રી૦ (ફા. કિશમિશ્) ઠળિયા વગરની સુકી નાની દ્રાક્ષ કે ધોળી દ્રાક્ષ.

**ખિસર,** સ્ત્રી૦ સંક્રાંત; ઉત્તરાયન.

**ખિસવું,** જુઓ ખસવું. (સુરત તરફ કેટલાક ચાંપીને બોલનાર (અજાણ) ખસવું ને ખિસવું એમ બોલે છે)

**ખિસ્કોલી,** સ્ત્રી૦ ખીસકોલી. ઉ૦ બાણની ખિસ્કોલી.

**ખિંટલિયાળું,** વિ૦ વાંકડિયું; આંકડીવાળું (વાળ) ઝીણા ધારદાર ખીલાના જેવું; ખટકે ખુંચે એવું. ઉ૦ ખિટલિયાળી આંખડી. (ખીટી ઉપરથી-ખીટીઓ-ઝીણી અણિઓ-વાળું, રોમાંચયુક્ત)

**ખિંટ,** જુઓ ખીલ.

**ખીખી,** અ૦ અવાજ થાય અને દાંત દેખાય તેમ હસવું તે; હસવાનો અવાજ; ખડખડ. (૨) મજાક કરીને હસવું તે; દાંત કાઢવા તે.

**ખીચ,** વિ૦ ગીચ; ભરચક; ભરપુર. (૨) ના૦ ખીચડી (નું ટૂંકું નામ)

**ખીચડિયું,** વિ૦ [જુઓ ખિચર] ભેળસેળિયું; પંચરંગી; જેમાં એકથી વધારે જાતિનું મિશ્રણ હોય એવું:–ખીચડિયું જણતર.

**ખીચડી,** સ્ત્રી૦ એકઠું કરેલું જુદી જુદી જાતનું અન્ન વગેરે તે; મિશ્રણ; ભેળસેળ. (૨) એકઠાં કરેલાં ચોખાદાળનો રાંધેલો અગર નહિ રાંધેલો જથો તે. (૩) સીધું. (૪) હલકો અને સહેલો એક જાતનો ખાવાનો પદાર્થ. ક્રિ૦ પ્ર૦ ખીચડી ખાવી નકામાં બેઠાં ખાવાં ને બેસી રહેવું. કહે૦ વખાણી ખીચડી દાંતે વળગે. ખીચડી ખવડાવવી =ભરણપોષણ કરવું.

**ખીચડું,** ન૦ ખીચડીનું તુચ્છ રૂપ; હલકો ખોરાક; સામાન્ય ખોરાકનો જે હલકો પદાર્થ તે. (૨) ખોરાક; સીધું; ખાવું. કહે૦ ગાંડાનું ખીચડું ખાવું ને ગાંડાની સાથે જવું.

**ખીચડો,** પું૦ પ્રમાણમાં બાહુપણું અને જાત તથા બનાવટમાં સાદાઇ દેખાડનારું ખીચડીનું ગ્રામ્ય રૂપ; આખા ચોખામગનો અથવા આખાં ધઉંદાળનો ખાવાનો એક

પદાર્થ. (૨) ગોટાળો; ગડબડસડબડ; શેળભેળ; ગડબડગોટો.

**ખીચી,** સ્ત્રી૦ ખીચડીનું બાળકની ભાષાનું કાલું રૂપ; વધારે ઢીલી અને બહુ ચઢી ગયેલી ખીચડી તે. (૨) જાર કે ચોખાના લોટને બાફીને બાંધવો તે.

**ખીજ,** સ્ત્રી૦ અમુક બાબતથી ચિડાઈ જવાની જે ખાસિયત તે; ખીજવાઈ જવાનું જે કંઇ કારણ હોય તે; ચીઢ; રીસ; ક્રોધનું નિમિત્ત તે.

**ખીજમત,** સ્ત્રી૦ તાબેદારી પૂર્વક સરભરા કરવી તે; સેવા; ચાકરી; હાજરી; હજુર; તહેનાત; પરિચર્યા.

**ખીજમતદાર,** પું૦ સેવક; હજુરિયો; પરિચારક; તહેનાતમાં રહેનારો નોકર; ખવાસ. (૨) હજામ.

**ખીજમતદારી,** સ્ત્રી૦ ખીજમતદાર તરીકે કરવાની જે નોકરી ચાકરી તે; સેવા; પરિચર્યાનું કામ તે.

**ખીજવવું,** ક્રિ૦ સ૦ ખીજવાય તેમ કરવું; ચીઢવવું; ગુસ્સે કરવું; ઉશ્કેરવું; સતાવવું; પજવવું.

**ખીજવાવું,** ક્રિ૦ અ૦ ચિડાવું; ગુસ્સે થવું; ઉશ્કેરાવું.

**ખીજવું,** ક્રિ૦ અ૦ [ खिद्–खिजिअम ] ગુસ્સે થઈ ઠપકો દેવો; વઢવું; લઢવું; ચિડાવું; ધમકાવવું; કોપવું.

**ખીટલિયાળું,** વિ૦ અણીદાર ગરજાઓવાળું; ખીલાઓ–અણીદાર ખીલાઓવાળું; કારમું; વિંધી નાંખે એવું.

**ખીટી,** સ્ત્રી૦ સરસામાન ભરવવા કે પાઘડી કપડાં લટકાવવાને ભિંતમાં જે લાકડા કે લોખંડના નાના ટુંકા ખીલાઓ ઘાલવામાં આવે છે તે; ખીલી; ભિંતમાં ચણેલા લાકડાનો કિંવા મારેલો ધાતુનો કકડો, આંકડો તે. કહે૦ ખીટીએ પોતિયું=નહિ લેવાદેવા તે. ક્રિ૦પ્ર૦ ખીટીએ મૂકવું=ઊંચે મૂકવું.

**ખીટો,** પું૦ ભોંય કે લાકડામાં ઠોકીને ઘાલવાનો લાકડાનો કે લોખંડનો માથાવાળો જે ખીલો તે. ખીલો; ખુંટો: મેખ.

**ખીડકી,** જુઓ૦ ખડકી.

**ખીણ,** સ્ત્રી૦ જમીન અથવા પર્વતના બે મોટા ભાગ વચ્ચેનો જે પ્રદેશ તે; (ગંગાની ખીણનો દેશ બહુ ફળદ્રુપ છે.) ટેકરીઓની વચ્ચે આવેલો સાંકડો રસ્તો અથવા અવકાશ તે: કોતર; બો; ખાડો: ગર્ત.

**ખીમો,** પું૦ (અ.) માંસનો છુંદો; છુંદેલું, કાપી કાપીને ઝીણીઝીણી કરચો કરેલું માંસ.

**ખીર,** સ્ત્રી૦ [ सं. क्षीर ] ભાતને પાણીમાં ચઢવ્યા પછી તેમાં થોડું દૂધ નાંખી ઉકાળીને બનાવેલો ખાવાનો એક પદાર્થ તે. (૨) જેની બનાવટમાં દૂધ હોય અને દૂધ જેમાં મુખ્ય હોય એવું ભોજન તે. (૩) દૂધ. (૪) નિઃસાર.

**ખીરું,** ન૦ લોટ અને પાણી ભેગાં અડવાળી કરેલો ખીર જેવો જાડો પ્રવાહી રગડો; પુડા કે ભજિયાં બનાવવાને તૈયાર કરેલું વેસણ તે; જલેબી બનાવવાને ખમીર ચઢાવી તૈયાર કરેલો આથો. (૨) બહુજ કુમળી એક જાતની કાકડી.

**ખીરોદક,** ન૦ [सं. क्षीर+उदक ] દૂધના જેવું ચોકખું ધોળું પાણી તે; પવિત્ર ચોકખું જળ હોય તે. પું૦ દૂધ જેવા ધોળા પાણીનો એક પૌરાણિક સાગર. (૨) ન૦ સ્ત્રીઓને પહેરવાનું એક જાતનું ધોળું રેશમી વસ્ત્ર.

**ખીલ,** પું૦ [ सं. कील ] આંખનાં પોપચામાં જે લોહીમાંસના નાના નાના ગઠ્ઠા થાય છે તે; કાંકરા; માંસના ટચકા, મસા તે. (૨) માણસ જુવાનીમાં આવતાં તેના મોં ઉપર જે નાની નાની ફોલ્લીઓ થઇ આવે છે તે.

**ખીલગોટીલો,** પું૦ છોકરાંની એક રમત; ઘંટીખીલડો.

**ખીલડો,** પું૦ [સં. कील] ઘંટીના નીચલા પડની વચ્ચે ઘાલવાનો ઉપલું પડ જેની ઉપર ફરે છે એવો ખેરના લાકડાનો ખીલો; બુટ્ટો અણીદાર લાકડાનો કકડો; ગરજો.

**ખીલદટ્ટો,** પું૦ છોકરાંની એક રમત; ઘંટી-ખીલડો.

**ખીલમાંકડી,** સ્ત્રી૦ ઘંટીના ઉપલા પડની વચ્ચે ખીલડાવાળું જે લાકડું તે;

**ખીલવટ,** સ્ત્રી૦ ખીલવણી; ખીલવવું તે; ખેડાણ. (૨) પું૦ કપડામાં જે આડેથી કિંવા અધુરેથી દોઢ સાંધો કરવો તે.

**ખીલવટો,** પું૦ ખીલવનાર.

**ખીલવણી,** સ્ત્રી૦ ખિલાવવું તે; શોભાવવું તે; બહલાવવું તે; પ્રતિદિવસ મહેનત લઇ લઇને ઉત્તરોત્તર સારું બનાવવું તે. (૨) ચઢવણી; ઉશ્કેરણી.

**ખીલવવું,** ક્રિ૦ સ૦ ખીલે તેમ કરવું. (૨) કેળવીને વધારે સારું બનાવવું. (૩) ચઢાવવું; ઉશ્કેરવું; ફુલાવવું; ગમ્મત ઉપર લઇ જવું. (૩) ફાંટવું; સાથે સીવવું.

**ખીલવું,** ક્રિ૦ અ૦ ફૂલવું; ઉઘડવું; પ્રફુલ્લ થવું; વિકસવું. (૨) શોભવું; દીપવું; પૂર્ણતાએ પહોંચવું; ફરી સુંદર દેખાવું; બહારમાં આવવું; (૩) ગમ્મતે ચઢવું; ખુશીમાં આવવું; (૪) ચઢવું; ઉશ્કેરાવું; વિફરવું; ફાટવું.

**ખીલાપાટી,** સ્ત્રી૦ પેચ પાડવાનું (પેચના આંટા પાડવાનું) ઓજાર તે.

**ખીલારખું,** વિ૦ ખીલે બાંધ્યું રહેનારું; બહાર ચરવા નહિ જતાં માત્ર ખીલે બંધાઈ રહેવાની જેને ટેવ પડી ગઇ હોય એવું (ઢોર). (૨) ખીલા સરખું; ખીલા રેકું; ખીલાના ઘાટનું. માટી અથવા પત્થર ઉપર ઉપસેલો કે ખણેલો જે આકાર તે. :—ખીલારખા અક્ષરની તક્તીઓ મધ્ય એશિયામાંથી જડે છે.

**ખીલી,** સ્ત્રી૦ નાનો ખીલો; ચુંક; મેખ; ડેસ. (૨) ટાંકણી. ખીલી ઠોકવી; (દૃઢકરવું, સજ્જડ બેસાડવું) હરકત નાંખવી.

**ખીલીખટકો,** પું૦ ખીલી ખુંચવા જેટલી જે પીડા તે; હરકત; ગલવલ; હાનિ; કજિયો; નડતર. :—તમારા છોકરાને ખીલીખટકો આવવા દઇશું નહિ.

**ખીલીપરસિયારાં,** ન૦ જેની અંદર ખીલી રાખવાથી ઉઘાડવાસ થાય એવાં બરડવાં તે; ખીલીવાળાં કળાં સાંકળાંનાં મોઢિયાંના નકુચા તે.

**ખીલો,** પું૦ [સં. कील] એક તરફ અણી અને બીજી તરફ માથું હોય એવો લાકડા લોઢાનો નાનો મોટો કકડો તે; ચુંક. (૨) લાકડાની મેખ. (ઢોર બાંધવાની) થાંસ; કાયર. ખીલાને જોરે કૂદે. ક્રિ૦ પ્ર૦ ખીલે બાંધવું=નક્કી, પાકું કરવું; ખા..ી કરવી. ખીલો ઠોકવો=તળ દઇ પડવું.

**ખીસર,** પું૦ હંડીનો દિવસ.

**ખીસકોલી,** સ્ત્રી૦ [પ્રા. खारिक्किा] ઉંદરના જેવું કંઇક નાનું ચપટું અને ગુચ્છાદાર પુંછડીવાળું પ્રાણી; ખિસકોલી.

**ખીસાકાતરું,** વિ૦ ખીસું કાતરનાર; ભીડમાં છુપી રીતે કોઇનું ખીસું કાતરીને અથવા તેમાં હાથ ઘાલીને ચોરી કરનાર. (૨) ના૦ સારા દેખાવનો ચોર; શાહુચોર.

**ખીસાખરચ,** ન૦ સાધારણ રીતે અડકાક ખરચ કરવાને ખીસામાં રાખવાનું જે નાણું તે; પોતાને પસંદ પડતી બાબતમાં ખરચવાનું ખાનગી ખાસ ખરચનું નાણું તે.

**ખીસાખાલી,** વિ૦ ભિખારી; જેની પાસે કંઈ હોય નહિ એવું; કંગાલ.

**ખીસિયાણું,** જુઓ૦ ખસિયાણું.

**ખીસું,** ન૦ (फा. खीसह) શરીર ઉપર પહેરવાના કપડામાં કંઈ વસ્તુ નાણું વગેરે મૂકવાને સીવણના અંતરપટથી કોથળી જેવું કર્યું હોય તે; ગજવું; ગુંજું. (૨) ઘર.

રૂ૦ પ્ર૦ ખીસાખાલી=ગરીબ. ખીસાભરુ=લાંચિયો; લોભી. ક્રિ૦ પ્ર૦ ખીસામાં ઘાલવું–મૂકવું=લઈલેવું. ખીસાનું તર=પૈસાદાર. ખીસું ભરવું=પોતે પોતાનું કરવું; લાંચલેવી.

**ખુઆર,** જુ૦ ખુવાર.

**ખુજલી,** સ્ત્રી૦ કંડુ: ખણુજ; ચેળ; વલુર; ચવચાટ; ખંજવાળ. (૨) ખંજવાળવું પડે એવો એક જાતનો ત્વચારોગ; ખરજ; ખસ; દદ્રુ, લુખસ, ખરજવું, વગેરે ફોડના રોગો તે. (૩) જેથી ખણવું પડે વા જેનાથી ખંજવાળ થઇ આવે એવી રજોટી તે; ખજુળી: એક જાતની રજ(ખુવારફળી કાચ વગેરેની).

**ખુટકો,** પું૦ ખોટ; ઘટ; ઓછ: ખૂટ; કસર.

**ખુટડો,** પું૦ બળતા લાકડાનો બળીને ધગધગ થઇ ગયેલો ખોટારો; લાજો. (૨) ખોયણું.

**ખુટાડવું,** ક્રિ૦ સ૦ ઓછું થાય એમ કરવું; ઘટે એમ કરવું; ઘટાડવું; ખૂટે એમ કરવું. (૨) ફોડવું; ફિટાડવું.

**ખુટેલ,** વિ૦ જેની પાસેથી ધન ખૂટી ગયું હોય એવું; દીન; કંગાલ. (૨) દેવાળિયું; ફટેલ.

**ખુડ,** ન૦ ધાબું; અગાસી.

**ખુડી,** (ખુડે) અ૦ બાળકને ઉધરસ ચડે ત્યારે તેને વાંસે હાથ ફેરવતાં ઘેરાં આવો જે શબ્દ બોલે છે તે. ( ખુડી–ખુડે )

**ખુણ,** સ્ત્રી૦ [ સં. ક્ષુદ્ ક્ષુણ્ણ] નિશાની; ચિહ્ન. (૨) ખુણો; કોણ; દિશા.

**ખુણિયાળું,** વિ૦ ખુણાવાળું; જેને ખુણા હોય એવું; ખુણાઓવાળું.

**ખુણો,** પું૦ કોણ; ખૂણો.

**ખુત,** સ્ત્રી૦ અડચણ; હરકત. (કાઠિયાવાડ)

**ખુદ,** સ૦ (ફા.) પોતે; જાતે: જે વ્યક્તિને ઉદ્દેશીને બોલાતું હોય તે વ્યક્તિ પોતે જ તે. ખુદનું=પોતાનું; નિજ. (૨) વિ૦ અસલ; યથાયોગ્ય; મૂળ જેવું હોય તેવું; શુદ્ધ; ખરું.

**ખુદા,** પું૦ [ ફા. ] પરમેશ્વર; ઈશ્વર; પ્રભુ. કહે૦ ખુદા ખાળમેં ચલાગ સો કરે. ખુદા પાધરો તો વેરી આંધળો, ખુદા મહેરબાન તો ગધા પહેલવાન. ખુદા કરેને=પ્રભુ કરેને; પરમેશ્વરની ઇચ્છા હોયને.

**ખુદાઈ,** વિ૦ [ફા.] ખુદાનું; ખુદા સંબંધી. (૨) કુદરતી; પરમેશ્વરકૃત; દૈવી. (૩) પવિત્ર; પાક. (૪) છળકપટ રહિત; સાદું; ભોળું.

**ખુદાતાલા,** પું૦ [ ફા. ] પરમેશ્વર; પરવરદિગાર; પ્રભુ.

**ખુદાપરસ્ત,** વિ૦ [ ફા. ] પ્રભુપરાયણ; હરિશરણ; ખુદાને માનનાર–પૂજનાર; આસ્તિક.

**ખુદાવંત,** વિ૦ [ ફા. ] ખુદા સમાન; ખુદાના જેવું; ઈશ્વરતુલ્ય. મોટાપણું દેખાડનાર વિશેષણ, મોટી ઉપમાવાળું; રાજારાણી કે માલીકને બોલાવતાં કે અરજ કરતાં વપરાતું સંબોધન.

**ખુન,** જુ૦ ખૂન.

**ખુનકી,** સ્ત્રી૦ [ ફા. ] લહેર ( ઉંઘ અથવા કેફની ) ઘેન ભરેલી આળસ.

**ખુનખાર,** વિ૦ [ફા.] રુધિરપાતક; રક્તસ્રાવી; લોહી રેડાય એવું; લોહીની છોળો ઉડે એવું. ( ખૂન=લોહી–પાડવા જેવા ખાર=ટેવવાળું ) પ્રાણહારક; અતિઘાતકી.

**ખુનરેઝી,** સ્ત્રી૦ [ ફા. ] કતલ; કાપાકાપી; જેમાં ખૂનની–લોહીની નીકો વહે એવી મારામારી અને કાપાકાપી તે. ( ખૂન+રિખ્તન=રેડવું ) ઘાત; પ્રાણહાનિ.

**ખુનામરકી,** સ્ત્રી૦ ખુનરેઝી; કાપાકાપી.

**ખુની,** વિ૦ [ ફા. ] ખૂન કરનાર; હત્યારું; ખૂન કરે એવું; ઘાતકી; જેની આંખોમાં ખૂનનો જુસ્સો હોય તેવું; મારી નાંખે કે જીવ લે એવું.

**ખુન્નસ,** સ્ત્રી૦ ખૂન કરાવે એવી જે ઝેરી લાગણી તે; કોપાતિશયની તીવ્રતા તે; ગુસ્સો: ઝેર; કિન્નો લેવાની જે અતિ કરડી લાગણી તે: કિન્નો; ખાર.

**ખુન્નસી,** વિ૦ ખુન્નસવાળું; પ્રાણ લે એવા ઝેરવેરવાળું; કિન્નાવાળું: ખારીલું: ઝેરી: ડંસીલું.

**ખુબ,** વિ૰ ઘણું; પુષ્કળ.

**ખુબસુરત,** વિ૰ [ ફા. ] સારા ચહેરાવાળું; દેખાવડું, રાક્ષાદાર; રૂપાળું; ફટડું; સુંદર; રળિયામણું. ( ખુબ=સુંદર+સુરત=દેખાવ, શિક્લ; આકૃતિ—ચહેરો )

**ખુબસુરતી,** સ્ત્રી૰ [ ફા. ] ખુબસુરતપણું તે; સ્વરૂપ; રૂપ; સુંદરતા. (૨) શોભા.

**ખુબાકોહ,** ન૰ સીપો કોડી ખાનારું પંખી.

**ખુબી,** સ્ત્રી૰ [ ફા. ] વસ્તુની અંદર રહેલો જે સારામાં સારો ગુણ તે; રહસ્ય; અદ્ભુતતા. (૨) મઝા; લહેજત. (૩) યુક્તિ; ચતુરાઇ; સ્વભાવની જે રંજક છટા તે. (૪) ભલાઈ; સારાપણું; નેકી; ચમત્કાર.

**ખુબીદાર,** વિ૰ ખુબીવાળું; ચમત્કારિક; વિચિત્ર.

**ખુમચો,** પું૰ દળીના કાનાની છાબડા થાળી; થાળ; તાસક. (૨) ખુમચામાં ભરીને જે ભેટ આપવામાં આવે છે તે; ભેટની વસ્તુ—મિઠાઈ વગેરે તે.

**ખુમારી,** સ્ત્રી૰ [ ફા. ] સ્વાભિમાનતા; અહંતા; પોતાનાં ધન વૈભવ અને ઓદ્ધા વગેરેનો જે ગર્વ તે. (૨) કેફથી આંખમાં જે હુંપદનો જુસ્સો તરતો દેખાય છે તે.

**ખુમાશ,** સ્ત્રી૰ [ ફા. ] ઝાડનાં પાનાં જે રંગનાં હોય તેમાંના એકાદ રંગની જે ઝળક તે; રંગની ભભક. ( કુમાશ )

**ખુર,** ન૰ [ સં. ખુર ] ખરી; ઢોરના પગનો નખ; ડાબલો; નખનો એકાદ ભાગ તે

**ખુરચન,** ન૰ ( ખરી=નખથી ઉખાડીને ચિ. ઉ૰ ચયન=એકઠું કરેલું તે ) ભુકો; દાઝ; ખપોટી; ઉખાડીને એકઠું કરેલું ખાવા જેવું જે કંઇ તે. (૨) ચવેણું; કચુમર; કાચુકોરું ખાવાનું તે.

**ખુરદો,** પું૰ (ખુડદો) [ ફા. ] કિંમતી સિક્કાને વટાવી જે ઘણું અને ઉતરતી ઉતરતી કિંમતનું હલકી ધાતુનું નાણું લેવું તે; પરચુરણ રૂપિયાનો ખુરદો=રૂપિયાથી આનતું જે ઓછી કિંમતનું ઘણું નાણું તે. (૨) ભંગાર; કકડેકકડા કરી નાંખવા તે. (૩) તોડી ઉડાડી પુરું કરવું તે.

**ખુરદોકરવું,** વેચીને નાણાં કરવાં; વેચી નાંખવું. (૨) કાઢી નાંખવું.

**ખુરમું,** ન૰ એક જાતનો ભોજ્ય પદાર્થ—મિઠાઇ. "ખાજાં ને ખુરમાં." લોચાપુરી.

**ખુરસી,** સ્ત્રી૰ [ ફા. ] ઢિંચણ જેટલી ઉંચી લાકડાની નેતરે ભરેલી આઢેલીને બેસાય એવી બેઠક; માંચી.

**ખુરસું,** ન૰ માટીનું બેસણું; અંગીઠીની ઓટલી.

**ખુરસેદ,** પું૰ [ ફા. ] સૂર્યનારાયણ; સુરજ; આફતાબ ( સુર=ઉ. ખુર )

**ખુરાસાની,** વિ૰ ખુરાસાનનું, ખુરાસાની અજમો ઇરાન તરફથી આવતાં એક જાતનાં બીજ.

**ખુલતું,** વિ૰ ઢીલું; બહાર પડતું; ખુલ્લું રહેતું હોય એવું; શરીરને બિડાઇને રહે નહિ એવું; પહોળું રહેતું હોય એવું. (૨) શોભતું સારું લાગતું; ખલતું.

**ખુલવું,** ક્રિ૰ અ૰ ઉઘડવું; મોકળું થવું; ખસી જવું; ખુલ્લું થઇ જવું; ખીલવું; નહિ બંધ રહેવું. (૨) શોભવું; સારું દેખાવું; દીપવું.

**ખુલાસો,** પું૰ [ફા.] ખુલ્લું—સ્પષ્ટ થઇ જવાપણું તે; ભેદ જણાવો તે; કશું અંધારામાં—અજ્ઞાનમાં નહિ રહેતાં બધું સ્પષ્ટ ઉઘાડું પડી જવું અને સમજાઇ જવું તે; સ્પષ્ટતા; સમજણ; ગડગચ્ચો; શંકા કે વહેમ કાઢી નાંખવો તે. (૩) નિકાલ; નિર્ણય; રસ્તો. (૪) ફરાગતપણું; છૂટ; મોકળાશ.

**ખુલ્લું,** વિ૰ ઉઘાડું; બંધ—ઢાંકેલું નહિ એવું; મોકળું; સ્પષ્ટ; ખુલ્લી આંખે દેખાતું; છુપું નહિ એવું; જાહેર; ચાહન. (૨) નિર્મળ; ચોખ્ખું. (૩) સાફ સમજાય અને સંભળાય એવું. (૪) નહિ ઘેરાયેલું. (૫) નહિ ઘેરું; ઉઘડતું; આછું. (૬) ભુંડું; નાગું; આસભ્ય. (૭) નિષ્કપટી; ભોળું; ઉદાર; ગડગચ્ચા વગરનું; સારું.

**ખુવાબ,** પું૦ [ फा. ] સ્વપ્નું; શમણું.

**ખુવાર,** વિ૦ [ फा. ] અત્યંત દુઃખી; હેરાન; ખીદીખીદી થઈ જવું તે; પાયમાલ; બેજાર. (૨) શરણુપ્રાય.

**ખુવારી,** સ્ત્રી૦ [ फा. ] પાયમાલી; બેજારી; હાનિ. (૨) નાશ; ક્ષય; વિનાશ; હાણ.

**ખુશ,** વિ૦ [ फा. ] હરખમાં આનંદમાં હોય એવું; આરોગ્ય; સુખી. (પ્રસન્ન)

**ખુશકી,** સ્ત્રી૦ [ फा. ] જમીન ઉપરનો રસ્તો. (જળમાર્ગ નહિ) કાફલા ખુશકીએ અને વહાણો જળમાર્ગે જાય છે.

**ખુશખબર,** સ્ત્રી૦ [ फा. ] મંગળ સમાચાર; આનંદ ઉપજાવે એવી ખબર તે; વધામણી.

**ખુશનુમા,** વિ૦ [ फा. ] ખુશ લાગે એવું; આનંદકારક; નયનાનંદ; સુંદર; મજેનું; જોતાં મનને ખુશ કરે એવું; મનોરંજક; રમણીય; આનંદકારક લાગે, મનને રાજી કરે—ઉલ્લસિત થવાય એવું.

**ખુશબખતી,** સ્ત્રી૦ [ फा. ] ખુશી થવાનો વખત; ખુશીની સામે ખુશી બનાવવી તે; હાસ્યવિનોદ.

**ખુશબો,** સ્ત્રી૦ [ फा. खुशन्बो ] સુગંધ; ગંધ; વાસના; સુગંધી; સુવાસ; પરિમળ.

**ખુશબોઈ,** સ્ત્રી૦ [ फा. ] સુગંધ; સુવાસના.

**ખુશબોદાર,** વિ૦ [ फा. ] સુવાસિત; સુગંધી; ગંધવાન.

**ખુશમિજાજી,** વિ૦ [ फा. ] ખુશ રહે એવા સ્વભાવનું; આનંદીસ્વભાવનું; રંગીલું; હસમુખું; ગમ્મતી—રમુજી.

**ખુશામત,** સ્ત્રી૦ [ फा. ] કોઈને વહાલા થવા અથવા મતલબ સાધવાને માટે હદથી જાદે વખાણવું તે; તારીફ કર્યા કરવી તે; હાજી હા કરવી તે; શુશ્રૂષા; પગચંપી; સારું લાગે તેમ સેવા કર્યા કરવી તે; સંતોષણ.

**ખુશામતખોર,** વિ૦ ખુશામત કરનાર; ખુશામતિયું.

**ખુશામતિયું,** વિ૦ ખુશામત કરનારું; તારીફ કરીને કામ કાઢી લેનાર; હાજી હા કર્યા કરનાર; ખુશામતખોર.

**ખુશાલ,** વિ૦ [ फा. ] ખુશ હાલતમાં હોય એવું; ખુશી; આનંદવાળી હાલતમાં હોય એવું; સુખી. (૨) આરોગ્ય; તંદુરસ્ત.

**ખુશાલી,** સ્ત્રી૦ ખુશી ભરેલી જે સ્થિતિ તે; આનંદથી મગ્ન હાલત; ખુશી. (૨) કુશળતા; આરોગ્ય.

**ખુશી,** સ્ત્રી૦ [ फा. ] આનંદમગ્નતા તે; હર્ષ; રાજીપો. (૨) મરજી; ઇચ્છા; રુચિ; ભાવ. ક્રિ૦ પ્ર૦ ખુશી કરવું=આનંદ પામે તેમ કરવું; રાજી કરવું; હર્ષ પામે એવી રીતે રીઝવવું; નાસીપાસ નહિ થાય એમ કરવું. (૩) વિ૦ આરોગ્ય; તંદુરસ્ત; રાજી; સુખરૂપ; આનંદ ભરી હાલતવાળું.

**ખુસરો,** વિ૦ બકમુંછો; જેને મુંછો ન હોય એવો પુરુષ; નાજર.

**ખુસિયો,** વિ૦ ખાસી કરેલો; વૃષણરહિત.

**ખુંખારવું,** ક્રિ૦ અ૦ ઉધરસ આવતી હોય ત્યારે અથવા બીજે કોઈ કારણે ગળું સાફ કરવાને ગળાની ઘાંટીમાંથી 'ખુંખું' એવો અવાજ કાઢવો તે; ગળામાંથી 'ખુંખું' એમ કરવું. (૨) પોતાનું અસ્તિત્વ કે હાજરી બતાવવાને અવાજ કરવો. (૩) હણહણવું.

**ખુંખારો,** પું૦ ગળામાંથી 'ખુંખું' એવો જે અવાજ કરવામાં આવે છે તે; ખંખારો. (૨) હણહણાટ.

**ખુંચ,** સ્ત્રી૦ સપાટીમાં પડેલો નાનો વાંકો ખાડો; ખુણો. (૨) ભૂલ; ચૂક; ખોટ. (ખુંચખાંચ) (૩) અદાવત; ઝેર; વેર; ખાર. (૪)બારીકી; બારી. (૫) ખુંચવણ; ખટકો.

**ખુંચખાંચ,** સ્ત્રી૦ ખાડોખૈયો; સપાટી ઉપરની સાંધેજાસાંધ અસમના તે. (૨) ભૂલચૂક; વાંધાવચકો; ખોડખાંપણ.

**ખુંચવું,** ક્રિ૦ અ૦ [ सं. क्षुद् ] અણીદાર કાંકરી જેવી વસ્તુનું ચામડીને લાગવું; ચામડીમાં

ભોકાવું; ઘોંચાવું; ખટકવું. (૨) દુખવું; કરકર લાગવું. (૩) અસર થયા કરવી; દુઃખ થયા કરવું; નહિ નિરાંત વળવી; મનમાં લાગ્યા કરવું. :-એ વાત મને ખુંચ્યા કરે છે. કળી રહેવું; વળગી રહેવું. :-ખાંટાયેલાં શુંરે ખુંચી રહ્યો.' પ્રીતમ. ચરચરવું; ખટકવું. નહિ મન માનવું; અસંતોષ રહેવો. :-એના પેટમાં ખુંચે છે.

**ખુંચાવવું,** ક્રિ૰ સ૰ ખેંચીને લઇ લેવું; ઝુંટાવી લેવું; હરી લેવું. ખુંચી લેવું; ખુંચવી લેવું; ખુંચાવી લેવું; તાણી લેવું; બળથી લઈ લેવું.

**ખુંટ,** પું૰ હદનું નિશાન. (૨) અ૰ બરોબર; બાપસર.

**ખુંટડી,** સ્ત્રી૰ પગનું ઠેસણ.

**ખુંટડું,** ન૰ ખુંટવાનું ઓજાર; ચીપિયો. (૨) ખુંટવાનું જે કામ તે; ખૂટણ.

**ખુંટણ,** ન૰ ખુંટવું તે; ખુંટવાનું જે કાર્ય તે; ખુંટવાની ક્રિયા. (૨) ચીમટો: ચીપિયો.

**ખુંટવું,** ક્રિ૰ સ૰ [ સં. क्रुप् ] મૂળ સાથે ખેંચી નાંખવું; જડમૂળથી ઉખાડી નાંખવું; વીણી-વીણીને નિર્મૂળ કરવું. દ્વેષ કે અભાવપૂર્વક કોઈ વસ્તુ માણસ વગેરેનું નિકંદન કાઢવું; ટુંપવું; (વાળ) ચુંટવું; વિણવું; વિંધવું.

**ખુંટાઉ,** ન૰ ખોયણું; બળતા લાકડાનો કકડો.

**ખુંટિયો,** પું૰ બાજીગર; ખેલાડી; જાદુગર; માયાવી. (૨) સાંઢ.

**ખુંટી,** સ્ત્રી૰ ખીટી; મેખ; કપડાં ભરવવાને ભિંતે કિંવા ફડાતાળે જડેલો જે વાંકો કે સીધો ખીલો તે. (૨) ખુણો (કપાળની બે બાજુએથી વાળ ટુંપાવી જે ખુણા કઢાવ્યા હોય તે) (૩) અંગરખાની કળી.

**ખુંટું,** ન૰ ઠુંઠું; કરચો; ખરચો. કાપી નાંખેલા ઝાડનું જે થોડું થડ જમીનમાં રહેલું હોય તે.

**ખુંટો,** પું૰ ખીલો; મેખ; મોટી ચુંક; માથા-વાળો લોખંડ કે લાકડાનો અણીદાર કકડો. (૨) ગરજો; ઠુંઠું; ભોંય અથવા લાકડામાં ઉભું રહેલું ગરજા જેવું દંડૂકું તે. (૩) બંદરમાં લંગરાતાં વહાણો ઉપર લેવાતો કર.

**ખુંદણું,** ન૰ ધિંગાણું: કૂદતાં કૂદતાં ફરવું તે; ધમ્માચકડી; ખુંદાખુંદ કરી મૂકવી તે.

**ખુંદવું,** ક્રિ૰ સ૰ ઉભે ઉભે પગ ઉંચાનીચા કરીને ગદડવું-ચાંપવું; ગુંદવું; કચરવું. (૨) પગ ઉંચાનીચા આડાઅવળા મૂકતાં ને તાળી પાડતાં તથા કૂદતાં કૂદતાં ગાવું. (બૈરાં પાટ ખુંદે છે) (૩) હેરાન કરવું; જેમ નરમ થાય તેમ તેમ વધારે વિતાડવું; પજવવું. ઉ૰ જેમ ખુંદી ખમું છું રે, નચાવી નાચું છું. દયારામ. પગથી ખુંદીને ઢીલું-નરમ કરવું.

**ખુંદાખુંદ,** સ્ત્રી૰ ગુંદાગુંદ; કચરાકચરી. (૨) કુદાકુદ; ધમ્માચકડી કરવી તે.

**ખુંદાવવું,** ક્રિ૰ સ૰ ગુંદાવવું. (૨) હમચી લેવરાવવી; કૂદતાં ને ઘૂમતાં ગવરાવવું.

**ખુંદાળવું,** ક્રિ૰ અ૰ ખાઇપીને મોજ મારવી.

**ખુંધ,** સ્ત્રી૰ [ સં. स्कन्ध ] ખભા આગળ પીઠપર જે ઢેકો નીકળેલો હોય તે; વાંસો વળી જવાથી થયેલો ટેકરો.

**ખુંધું,** વિ૰ ખુંધવાળું; જેના વાંસા ઉપર ઢેકો નીકળેલો હોય તેવું; બરડેથી વળી ગયેલું.

**ખુંતવું,** ક્રિ૰ અ૰ કળવું: કાદવમાં ઉતરી પડવું: પેસી જવું.

**ખુંપ,** પું૰ પરણવા જતા વરનું માથું અને ચહેરો ઢંકાય તેમ જરીકસબના તારનો કે ફૂલના હારડાનો જથ્થો, ચારે તરફ ઝૂલી રહે તેમ તેના માથાપર નાંખવામાં આવે છે તે. :-ગુલાબના ફૂલનો ખુંપ.

**ખુંપડી,** સ્ત્રી૰ નાની છત્રી: પેણી કે ઢાલના જેવા આકારની પાંદડાં અને વાંસની સળી-ઓની બનાવેલી છત્રી.

**ખુંપડો**, પું૦ મોટી છત્રી; છત્ર; ટોપ.

**ખુંપરો**, પું૦ ખરચો; ઝાડ કે છોડ કાપી લીધા પછી કે ભાગી પડયા પછી જમીનમાં ઉભો રહેલો તેનો જે થોડોક ભાગ તે; ઠાંતો. (૨) ખરચો કે ઠાંતો ભરાયાથી કપડામાં જે ફાટ કે ચીરો પડયો હોય તે.

**ખુંપવું**, ક્રિ૦ અ૦ અંદર ઉંડું પેસવું; ઉંડું ઉતરવું; પેસવું; ભોંકાવું; વિંધાવું; દાખલ થવું. (૨) અંદર ઉતરી ચોટી જવું;-માં ભરાઈ રહેવું; ફસાઈજવું. :-સોય પણ ખુંપે નહિ એવું આ કપડું છે. ભેંશ કાદવમાં ખુંપી ગઈ.

**ખુંપાવવું**, ક્રિ૦ સ૦ ખુંપે એમ કરવું; પેસાડવું; દાખલ કરવું. (૨)-માં-અંદર ઘાલી દેવું; ઘોંચવું.

**ખૂટ**, સ્ત્રી૦ ખોટ; જે ખૂટતું હોય તે; કસર; ઓછ; ઘટ.

**ખૂટવું**, ક્રિ૦ અ૦ [ સં. कुट्=અટકવું ઉ૦ પ્રા. खुट्ट ] ઓછું થવું; ઘટવું; કમી થવું. (૨) પુરું થઈ જવું; આવી રહેવું. ઉ૦ ખૂટયું ખાવા શું પિયેર તારે, કરવાં કપડાં પડે પણ મારે.

**ખૂન**, ન૦ [ ફા. ] જીવથી મારી નાંખવું તે; ઘાત; હત્યા; પ્રાણ લેવો તે; ખૂન કાઢી નાંખવું તે. (૨) લોહી; રુધિર; રક્ત. (૩) કોઇનો જીવ લેવા જેવો જે ગુનો તે. (૪) ઝેર; વેર લેવાની તરસ, જુસ્સો.

**ખૂપવું**, ક્રિ૦ અ૦ પેસવું; દાખલ થવું; અંદર જવું. (૨) જમાવવું:-દેશ દેશ નવી દુકાન ખૂપવે. જીવરામ ભટ્ટ.

**ખૂબ**, વિ૦ [ ફા. ] ઘણું; પુષ્કળ; જોઇએ તેથી વધારે. (૨) સરસ; સારું, સુંદર; મજેનું.

**ખૂચ**, જુ૦ ખુંચ.

**ખુંચવું**, જુ૦ ખુંચવું.

**ખૂંટ**, પું૦ જમીનની અમુક હદ અથવા માપ દેખાડવાને દાટેલો પત્થર તે; જમીનનું માપ દેખાડનારી નિશાની તે. (૨) વિ૦ પુરેપુરું; બરોબર અને તડોતડ; જરા પણ કમી નહિ એવું :-આ ધોતીજોડો ખૂંટ દસ હાથનો છે.

**ખૂંપ**, જુ૦ ખુંપ.

**ખૂણો**, પું૦ [ સં. कोण ] બે બાજુઓ કે બે દિશાની લીટીઓ જ્યાં મળતી હોય તે જગા; ખાંચો; પ્રાંત; અણી. (૨) ખાડો; ખાણ.

**ખે**, પું૦ [ સં. क्षय ] ક્ષીણ થઈ જવું તે; ક્ષય; નાશ; પાયમાલી.

**ખેચર**, ન૦ [ સં. खे+चर् ] આકાશમાં ગતિ કરનારું; હવામાં ફરનાર. (૨) ન૦ આકાશમાં ફરનારું પ્રાણી. (૨) ચંદ્ર તારા વગેરે ગ્રહ. (૪) દેવ. (૫) ભૂતપ્રેતાદિ તે. (૬) વિ૦ આકાશમાં ઉડનાર-દેવ, ગ્રહ, પંખી.

**ખેચરી**, સ્ત્રી૦ જેનામાં આકાશ-હવામાં ફરવાની શક્તિ હોય એવી સ્ત્રી: દેવી; ભૂતડી; જોગણી. ઉ૦ ખાઉં ખાઉં હું ખેચરી, કાળ રૂપ થઈ કાળકા. શામળ. (૨) હવામાં ગતિ કરવાની વિદ્યા કે શક્તિ તે. (યોગમાં) આકાશમાં ફરનારી સમળી; એક જાતની યોગમુદ્રા; યોગીઓનું એક જાતનું આસન.

**ખેટ**, ન૦ નાનું ગામડું. (૨) શિકારી (આખેટ)

**ખેટક**, ન૦ વ્યસન; ગાંડું; ચોહ; વળગાટ; ચડસ; વહેમ. (૨) પું૦ શિકારી; (આ-ખેટક) (૩) ન૦ ગામ; નાનું ગામડું.

**ખેટકી**, વિ૦ શિકાર કરનાર; જેને શિકારનો ચોહ હોય એવો. (૨) ના૦ શિકારી. (૩) ખેતીકાર; ખેડુત.

**ખેટલી**, સ્ત્રી૦ ગુંથેલા ચોટલા વચ્ચે જે ખાલી લીટી તે; સેંથી.

**ખેટું**, ન૦ છેટું; અંતર.

**ખેટે**, અ૦ વેગળે; છેટે; આઘે; દૂર.

**ખેડ**, સ્ત્રી૦ ખેતરને ખોદી, હળી, ચાસી, કસપી સાફ કરવાની ક્રિયા તે; જમીનને વાવણી કરવાને યોગ્ય બનાવવાની જે ક્રિયા તે

ખેડવું તે; ખેતી કરવી તે. (૨) ગામ; વાસસ્થાન. ઉ૦ ઉજડ ખેડે વાગે ઢોલ. (૩) એક જાતની ફૂટાળી વનસ્પતિ; કાંટાવાળો એક રોપો.

**ખેડણ**, (ખેડાણ) ન૦ ખેડવું તે; ખેડવાની જે ક્રિયા તે.

**ખેડણહાર**, વિ૦ ખેડનાર; ખેડુત. (૨) મહેનત લેનાર; કાર્ય કરનાર; ચલાવનાર. (૨) ન૦ નાયક; સુકાની; ખારવો: નાવિક.

**ખેડતર**, વિ૦ ખેતી થાય ખેડાય એવી જમીન; (પડતર નહિ) ખેડાતું હોય એવું: જે જમીન કે ખેતર ખેડાતું રહેતું હોય તે.

**ખેડવું**, ક્રિ૦ સ૦ [ સં. कृष् ] અનાજ વાવવા માટે જમીનને સાફ કરી ઉખાડી પોચી ને સરખી કરવી: સુધારવું; સરખું અને સારું કરવું. (૨) કેળવવું; ખીલવવું; સફરો કરવી; ખંતથી ધંધો કરવો. (૩) વહેવું; ચલાવવું; વેપાર કરવો; મહેનત લેવી; વિહારવું.

**ખેડહક**, પું૦ ખેડવાનો જે હક તે; જમીનની માલીકીનો નહિ પરંતુ ખેડુત તરીકે કામ કરવાનો હક તે.

**ખેડાણ**, વિ૦ ખેડેલું; ખેડાતું હોય એવું. (૨) ન૦ ખેડાતી હોય એવી જે જમીન કે ખેતર તે. (૩) ખેતી; વાવેતર કરવા અને ખેડવાનો જે ઉદ્યોગ તે. ખેડાવું તે. (૪) ખેડાતી એવી જે જમીન તે.

**ખેડુ**, ન૦ [ म. ] ગામડું. (૨) ખેડુત.

**ખેડુત**, પું૦ ખેડવાનો ધંધો કરનાર; કૃષીકાર; કર્ષક; ખેડનારો; ખેતીકાર–કણબી.

**ખેડો**, પું૦ ખેળો.

**ખેત**, ન૦ [ સં. क्षेत्र શેત ] ખેતર. :–ધઉં ખેતમેં૦

**ખેતર**, ન૦ [ સં. क्षेत्र ] અનાજ વાવવાને ખેડીને સાફ કરેલો જમીનનો જે કકડો તે; ખેડાતો જે જમીનનો અસુક માપનો કકડો તે. (૨) જે ઉદ્યોગથી રળાતું હોય તે; ધંધો. (૩) અવકાશ; મોકળાશ; માગ; પુષ્કળ જગા. (૪) શરીર; જે ધંધાઉદ્યોગથી રળવું કમાવું તે; કાર્યવિસ્તાર.

**ખેતરપંડી**, જુ૦ છેતરપંડી.

**ખેતરપાળ**, પું૦ ખેતરનું સંરક્ષણ કરનારો જે દેવ તે; ગ્રામદેવતા; ગામને પાદરે રહેતો દેવ.

**ખેતરવા**, વિ૦ એક ખેતરના માપ જેટલું અંતર હોય તેટલું; એક ખેતર જેટલા છેટા ઉપરનું. વત–વા=જેટલું; જેટલે; અંતરનું; પ્રમાણનું. :–અંગુઠાવા.

**ખેતરવું**, ક્રિ૦ સ૦ છેતરવું; ઠગવું; વહાવું: ફોસલાવવું; ફસાવવું.

**ખેતરાઇ**, સ્ત્રી૦ ઘણાં ખેતર એક બીજાની સાથે લગતાં હોય તે બધી જમીન. પાટ; પાટી; ક્ષેત્રપાટી; એક સેઢે ઘણાં ખેતરો હોય તે.

**ખેતરાઉ**, વિ૦ ખેતર સંબંધી: ખેતરને લગતું. (૨) (ખેતર આડું) ખેતરની વચ્ચેથી નીકળતું; અંદર થઇને જતું; નેળનો નહિ પણ ખેતરમાં થઇને જવાનો માર્ગ.

**ખેતરામણ**, જુ૦ છેતરામણ.

**ખેતરાં**, ન૦ નાનાં નાનાં ખેતરો તે.

**ખેતી**, સ્ત્રી૦ [ સં. कृषि ] ખેડવાનું કામ. (૨) વેપાર. ઉ૦ ખેતી કરો હર નામની. ખેડવા વાવવાનો ધંધો તે: ખેડવાનું કામ તે; ખેડુતનું કામ અને ધંધો તે. (૨) વેપારવણજ. (૩) ખંતથી મહેનત લેવી તે.

**ખેતીકાર**, પું૦ [ સં. कृषिकार ] ખેડુ; ખેડુત.

**ખેતીવાડી**, સ્ત્રી૦ [ સં. क्षेत्र+वाटिका ] અનાજનાં ખેતર ને ફળોની વાડી. (૨) જમીન ખેડવાનો ધંધો. (૩) કણસલાનો અને ફળ ઝાડનો પાક કરવાનો જે ઉદ્યોગ તે; અનાજ અને ફળાદિનો પાક કરવો તે; વનસ્પતિ ઉગાડવાનો ધંધો તે; ખેડુતનો ધંધો.

**ખેદ**, પું૦ [સં.] વહાલી વસ્તુના વિયોગથી અથવા અણગમતી વસ્તુ મળી આવેથી મનમાં જે

દુઃખ થાય તે; શોક; દીલગીરી; પસ્તાવો. ક્રિ૰ પ્ર૰ ખેદ કરવો; ખેદ પામવો. [ खिद् ] નિરાશા કે દુઃખની જે લાગણી તે; શોક; દીલગીરી; ખોટું લાગવું તે; સંતાપ; પશ્ચાત્તાપ; પસ્તાવો. ખેદયુક્ત=ખેદવાળું; દીલગીર.

**ખેદયુક્ત,** વિ૰ ખેદવાળું; દુઃખથી ભરેલું.

**ખેદન,** જુ૰ છેદન. (૨) ખેદ કરવો તે.

**ખેદના,** સ્ત્રી૰ ખેદ; દુઃખ; પીડા.

**ખેદાનમેદાન,** વિ૰ ખણાઈને મેદાન જેવું થઈ ગયેલું; ઉખડી ગયેલું; પાયમાલ થયેલું એવું; નાશ થઈ જવું તે; ખરાબખસ્ત; તારાજ.

**ખેદીવ,** પું૰ મીસરના મુસલમાન રાજ્યકર્તાનું ઉપનામ.

**ખેદો,** પું૰ (કેડો) પુંઠ પકડવી તે; પાછળ પડવું તે. ઉ૰ એકદા ગયો તે વન માંય, કીધો હસ્તીનો ખેદો ત્યાંય. દયારામ. આ અર્થયુક્ત—સ્પષ્ટ નથી.

**ખેન,** ન૰ ( सं. खिद् ) નડતર; આડ; કંટાળો આપે, માથું ફોડાવે એવું જે તે; પીડા; મુશ્કેલી; વિપત; દુઃખ; બહુ મહેનત પડવી તે. (૨) કંટાળો; સુસીબત; મોટું ખેન ખેનખાટલો=મોટું ખેન.

**ખેપ,** પું૰ સ્ત્રી૰ કોઈ દૂરની જગોએ જઈને પાછું આવવું તે; દરેક આવજાવ તે. (૨) લાંબી મુસાફરી; સફર. (૩) મોસમે મોસમે વેપારી વસ્તુનું એક દેશથી બીજે દેશ આવવું જવું તે. (૪) એક એકવારી; વખત. (૫) પછવાડે લાગવું તે; મહેનત; અભ્યાસ; ચાનક; ખંત: ખેપ કરવી. [ क्षिप् ] જવું અને પાછા આવવું તે; જઈ આવવું તે; દરેક આવજાવ તે; આંટો; ફેરો; પર્યટન. (૨) હપતો; વારો; વખત; પ્રસંગ. (૩) સફર; મુસાફરી. (૪) પાછળ લાગવું પડવું તે. ચાંપ કે ખંતથી કાર્ય કરાવવાને સામા માણસને ટોક્યા કરવો તે. (૫) મોસમે મોસમે માલની જે આવજા થવી તે. (૬) કાસદનું લવાજમ.

**ખેપટ,** સ્ત્રી૰ છિયાડી; રજ; કચરો.

**ખેપન,** ન૰ [ सं. क्षेपन ] કાઢવું—નાંખવું તે.

**ખેપિયો,** પું૰ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ઝડપથી સંદેશો લઈ જનારો; હલકારો; ખેપ કરનારો; કાસદ; ઉતાવળો ચાલી સંદેશો કે કાગળપત્તર લઈ જનાર; પગદોડનો ધંધો કરનાર; દૂત.

**ખેપી,** વિ૰ [सं. आक्षेपी] આક્ષેપી; ચાનકદારવાળું; આક્ષેપ કરનારું; ચાનકવાળું.

**ખેમ,** વિ૰ [सं. क्षेम] કુશળ; આરોગ્યવાળું; શુભ.

**ખેમકુશળ,** ક્ષેમકુશળ.

**ખેમખુશાલી,** સ્ત્રી૰ સુખી હાલત; આરોગ્ય; તંદુરસ્તી.

**ખેર,** અ૰ [अ.] કંઈ ચિંતા નહિ, હશે, હોય. (૨) સ્ત્રી૰ પીડા; બલા. :—ખેર ગઈ

**ખેર,** પું૰ એક જાતનું મોટું ઝાડ. હિંદમાં ખેર બધે ઠેકાણે થાય છે. એનું લાકડું બહુજ કઠણ અને કાળું હોય છે. ખેરના જાડા થડમાં તેના કઠણ ગરના રેસાઓની ઉભી સળીઓ થાય છે ને બહુજ નક્કર ને કઠણ હોય છે. તે દવાના કામમાં આવે છે ને ખેરસાલ કહેવાય છે. ખેરની છાલ અને લાકડાંને પલાળી ઉકાળીને જે ઘન સત્ત્વ કાઢવામાં આવે છે તે કાથો કહેવાય છે. ખેરને બાવળની માફક ગુંદર થાય છે તે પણ દવાના કામમાં બહુ ઉપયોગી ગણાય છે. ખેરીગુંદર. તેની છાલ અને લાકડામાંથી રંગ પણ બને છે.

**ખેરખટ,** અ૰ ( ખેરખેરાં ) એકાએક; જોતજોતામાં; ખરેખર. :—મારો એ તો ત્યાંથી દોડ્યો ને ખેરખટ જતો રહ્યો.

**ખેરખાહ,** વિ૰ [अ.] શુભેચ્છક; ભલું ચહાનાર; સંભાળ લેનાર; દોષ સામું ન જોતાં રૂડું ઇચ્છનાર; હિત કરવાની વૃત્તિ રાખનાર; હિતચિંતક; ખેરખાં.

**ખેરખાહી,** સ્ત્રી૰ [अ.] ભલું કરવાની ઇચ્છા તે; ખેરખાહપણું; સદિચ્છા; સુજનતા.

**ખેરણ,** વિ૦ ખરી છુટું પડેલું; ખરી પડેલું; વેરાયેલું; વેરણખેરણ. આ શબ્દ એકલો વપરાતો નથી પણ વેરણખેરણ આમતેમ અવ્યવસ્થિત રીતે પડેલું હોય એવું દેખાડનારા સંયુક્ત શબ્દના ઉત્તરપદ તરીકે વપરાય છે.

**ખેરવવું,** ક્રિ૦ સ૦ ખરી પડે એમ કરવું: તૂટીને નીચે પડે એમ કરવું: પડી જાય તેમ કરવું. (૨) ખસેડવું; દૂર કરવું; કાઢી મૂકવું. (૩) માથું ફોડાવવું; કંટાળો આપવો; પજવવું. (૪) કાઢી લેવું; મેળવું; પ્રાપ્ત થાય એમ કરવું: તજવીજથી દૂર કરવું: કાઢી મૂકવું.

**ખેરસલ્લા,** સ્ત્રી૦ [ अ. ] સમાધાન; સુખરૂપતા: કંઈ કજિયો ફીતુર નથી, પણ બધું સુલેહભરેલું હોય એવી હાલત. (૨) અ૦ હશે: હોય; જતું કરી દેવું તે; થઈ ગયું તે; થઇ ગયું, એમ કરીને મન વાળવાનો જે ઉદ્ગાર તે; બળ્યું; ટળ્યું.

**ખેરસાર,** (ખેરસાલ) પું૦ ખેરનાં લાકડાંમાંથી નીકળતો એક જાતનો સળીદાર ગર. (૨) ખેરનાં લાકડાંને પલાળી ઉકાળી પાણી બાળીને કાઢેલું જે ઘન સુકું સત્ત્વ તે: કાથો.

**ખેરસાલ,** પું૦ ખેરના લાકડામાંથી નીકળતો એક ભુકો, ઓસડ દાખલ કામમાં આવે છે.

**ખેરંચો,** પું૦ [ फा. ] રજ: ધાસ: જેર. ( ધાતુનો )

**ખેરંટો,** જુઓ૦ ખેરંચો.

**ખેરાત,** સ્ત્રી૦ [ अ. ] ગરીબને આપી જે ધર્મ કરવો તે: ભીખ; ગરીબોને આપવું તે: દાન કરવું તે; દાન: ધર્માદો.

**ખેરાતી,** વિ૦ ખેરાત કરવાને કાઢેલું. (૨) ખેરાત કરનાર.

**ખેરિયત,** સ્ત્રી૦ [ अ. ] સુખરૂપતા તે; ક્ષેમ; સમાધાન: સ્વસ્થતા; સુલેહ. સુલેહ; શાંતિ અને સુખરૂપતા હોય એવી જે સ્થિતિ તે; ક્ષેમકુશળતા: સ્વાસ્થ્ય: ચેન; આનંદ; નિરુપદ્રવતા: નચિંતતા; સમાધાની.

**ખેરી,** અ૦ મેઢો: ઘેટો. (૨) લુગડાં કાગળ વગેરે વસ્તુઓમાં પડતી એક જાતની જિવાત. ગરમ લુગડાંમાં અને કાગળમાં જે જીવ પડે છે તે; ઉધેઇ.

**ખેરીજ,** વિ૦ [ अ. ] વધારાનું; અંદર આવી ગયેલું ન હોય તે. (૨) અ૦ વગર; વિના: સિવાય. અંદર આવી જતું ન હોય એવું; વધારાનું.

**ખેરું,** વિ૦ ખરી જાય; તરત બુઝાઈ જાય એવું: માલ વગરનું; ઝબકિયું. ઉ૦ જેવું ચાંદરણું ( અજવાળું—ભડકાનું ) ખેરિયું અને જેવી નેળુની ભિંત. જીવરામ ભટ્ટ.

**ખેરો,** પું૦ દોરીઓને ગુંથીને બનાવેલો જાળીદાર કોથળો; ઝોળી. ( આંબેથી કેરીઓ ઉતારવાની દોરીની ઝાળીદાર અંકોડી. (૨) અડાયાંનો ભુકો: ગોર; પોંખ પાડવાનો ડાંડિયો.

**ખેલ,** પું૦ [ सं. खेल ] રમત; ગમ્મત: ક્રીડા. (૨) તમાસો; ભવાઇ; નાટક: જોવાનું. (૩) લીલા; બનાવટ; રચના. (૪) વ્યાપાર: ધતિંગ, ઉદ્યમ.

**ખેલખોના,** સ્ત્રી૦ખરાબી; પાયમાલી. ઉ૦ સાગર ન ચલે ને વાસુકી ન હલે, જોરે હલે તો કરે ખેલખોના. ભોજોભગત.

**ખેલણી,** સ્ત્રી૦ છોકરાંને રમવાની પુતળી. ( ખેલણું=રમકડું )

**ખેલણું,** ન૦ રમકડું.

**ખેલન,** ન૦ [ सं. खेल्=રમવું ] રમત: ક્રીડા. (૨) તમાસો: ખેલ થવો તે; ભજવાવું તે; નાટક: દૃગ્દર્શન.

**ખેલવણું,** ન૦ ખેલવાનું જે કંઇ હોય તે; રમકડું; રમવાનું સાધન કે નિમિત્ત.

**ખેલવું,** ક્રિ૦ અ૦ [ सं. खेल् ] ક્રીડા કરવી; રમવું; ગમ્મત કરવી; તમાસો કરવો. (૨) ચાલવું; તજવીજ કરવી. વ્યવહરવું; કંઇક હેતુ પુરઃસર યુક્તિથી કાર્ય કરવું; યુક્તિમાં-પ્રપંચમાં ફરવું.

**ખેલાડી,** પું૦ [સં. खेल] ખેલ કરનાર; ભવાયો; નટ; અથવા હર કોઈ જાતનો ખેલ કરતો હોય તે. (૨) વિ૦ ખેલાવે એવું; ખિલાવીને કામ કાઢી લે એવું; ચતુર; પોતાનું કામ હરકોઈ રીતે કાઢી લે એવું સુસદ્દી.

**ખેવ,** સ્ત્રી૦ [સં. क्षण] ક્ષણ; પળ; વેળા. (આ શબ્દ એકલો વપરાતો નથી પણ શબ્દના બીજા ભાગ તરીકે તત્ક્ષણના અર્થમાં વપરાય છે. :–હે દેવના પણ દેવ તું તતખેવ દીલમાં ધર દયા.

**ખેવટ,** પું૦ માર્ગદર્શક; દોરનાર. (૨) ખારવો; નાયક; સુકાની. ઉ૦ વિના ખેવટ કોઇ પાર ન પાવે, વિના નાવ ડૂબે તરતાં. નિરાંતભગત.

**ખેવડો,** પું૦ એક જાતનું ઘાસ.

**ખેવના,** સ્ત્રી૦ કાળજી; ચાનક; ખંત; સંભાળ.

**ખેસ,** પું૦ ખભે નાંખવાની પિછોડી; દુપટ્ટો; અંગવસ્ત્ર; પુરુષને ખભે નાંખવાનું વસ્ત્ર.

**ખેસવવું,** જુ૦ ખસેડવું.

**ખેસી,** વિ૦ નજીકનું; પાસેનું; અંગતસાથી; સોબતી; અંતરનું.

**ખેહ,** પું૦ ક્ષય; ખે. (૨) સ્ત્રી૦ રજ; ધૂળ.

**ખેળ,** સ્ત્રી૦ જવઘઉં વગેરે અનાજની રાબ; લોટમાંથી કાઢેલું ચીકણું સત્ત્વ; આર; કાંજી. ઘઉંના લોટની લહાઇ :( સુતરને–વાણાતાણાને પાવામાં આવે છે તે. )

**ખેળો,** પું૦ નાટક કે ભવાઇમાં સ્ત્રીનો વેષ લેનારો પુરુષ તે; ભવાયો; ભવાયા જેવા દેખાવની સ્ત્રી તે. નાટક કે ભવાઇમાં વેષ લેનારો પુરુષ તે; ભાંડ.

**ખેંડો,** પું૦ કાચબો.

**ખેંખલી,** વિ૦ જીર્ણ; અંદરથી ખવાઇ ગયેલું; ખળખળી ગયેલું; ક્ષય જેવા રોગથી ખુંખું કરી કરીને સુકાઇ ગયેલું, હાડપિંજર થઇ રહેલું એવું; નિર્માલ્ય; અશક્ત; અત્યત કૃશ; શુષ્ક.

**ખેંખેં,** અ૦ ઉધરસને લીધે ખુંખું એવો વારંવાર થતો અવાજ; ઉધરસ ખાતાં થતો અવાજ; ખુંખું થવું તે.

**ખેંચ,** સ્ત્રી૦ ખેંચવું તે; ખેંચાણ; તાણ. (૨) આગ્રહ.

**ખેંચતાણ,** સ્ત્રી૦ ખેંચવું ને તાણવું તે; ખેંચાખેંચ; સામસામાં બે બળથી આમતેમ તણાવું તે; આગ્રહ.

**ખેંચમખેંચા,** સ્ત્રી૦ તાણાતાણ; આમથી તેમ તેમથી આમ એમ સામસામેથી ખેંચવું તે. (૨) અતિઆગ્રહ કરવો તે.

**ખેંચવું,** ક્રિ૦ સ૦ [ સં. कृष् ] જોર કરીને પોતાની તરફ આણવું; પોતાની ભણી લેવું; આકર્ષવું; તાણવું. (૨) કસવું; તંગ કરવું. (૩) આગ્રહ કરવો; આગ્રહથી વળગી રહેવું. (૪) આંકવું; દોરવું. :–લીટી ખેંચવી. (૫) કાઢવું. :–પાણી ખેંચવું. (૬) અંદર લેવું; ચૂસવું, શોષીલેવું. પવન પાણી વગેરે. (૭) ગફલતીમાં જવું; ખોવાઇ જવું; ઉડી જવું. પૈસો કાગળ વગેરે. (૮)વહેવું; વહોરવું. ઝઘડો હોય. (૯) સહન કરવું નિભાવવું. સંસારનાં તરીલાં ખેંચી થાકી ગયા. (૧૦) લંબાવવું; મોટેથી બોલવું. રાગ ઘાંટો ખેંચવો. (૧૧)સજ્જ કરવું. ધનુષ–તલવાર. (૧૨)તોડવું. ઉખાડી નાંખવું; નિર્મૂલ કરવું. જીભ–દાંત. (૧૩) તરત કાઢવું.

**ખેંચાખેંચ,** સ્ત્રી૦ સામસામે ખેંચવું તાણવું તે; તાણાતાણી; ઉપરાઉપરી ખેંચાવું તે. (૨) અતિ આગ્રહ કરવો તે. ઘણા જણે ઘણી બાજુથી ખેંચવું તે; તાણ; ભીડ; તંગી.

**ખેંચાણ,** ન૦ તાણ; આગ્રહ; આકર્ષણ; ખેંચવું તે; ખેંચે એવું જે તે.

**ખેંચાણકારક,** વિ૦ ખેંચે એવું; આકર્ષક; લક્ષ કે ધ્યાન ખેંચે એવું.

**ખેંચાવું,** ક્રિ૦ અ૦ તણાવું; ખેંચાઈ જવું.

**ખેંતાળવું,** નાસી જવું.

**ખેંત,** ન૦ તોબા; મુશ્કેલી; વિપત; પીડા;

દુ:ખ; આપદા; બહુજ પરિશ્રમ પડવો તે.

**ખૈ,** પું૦ [ સં. ક્ષય ] ખઇ; ક્ષય: ઘાસણીનો રોગ; રાજ્યક્ષ્મા. (૨) સ્ત્રી૦ ખાડો; ગર્ત; ખો; કુંડ.

**ખૈડ,** પું૦ ખરડ; લેપ; થથરડો. ગાઢા પ્રવાહીનો લેપ તે; લગાડવું તે. (૨) સુકવણું; સુકાવું તે; પાણીનું શોષણ થઈ જવું તે; પાણી વગર જે સુકાપણું થવું તે સૂક; ખરડિયું=પાક સુકાઇ જાય એમ વરસાદનું જતું રહેવું અને તેથી અર્દ્ધ દુષ્કાળ જેવી સ્થિતિ થવી તે.

**ખો,** સ્ત્રી૦ [ फा. ] ટેવ; આદત; ચસકો; વ્યસન; પેધું; હવસ. ( અમુક કરવાનો સ્વભાવ થઈ જવો તે. ) વેર; અદાવત.

**ખો,** સ્ત્રી૦ ખાડો; કોતર; બખોલ. પાણીના મારાને લીધે જમીનની સપાટી ઉપર ઉંડાં વ્હેળિયાં પડે છે તે.

**ખોઇ,** સ્ત્રી૦ ઝોળી; ખોઇયું; નાનાં છોકરાંને સુવાડવા માટે ઘોડિયાએ જે કપડાનો કકડો બાંધવામાં આવે છે તે.

**ખોઇયું,** ન૦ નાના છોકરાને સુવાડવા ઘોડિયે બાંધવાનું ભરેલું વા-રંગેલું કપડું તે: ઝોળી; ખોયું.

**ખોખ,** ન૦ ( ખોખું-ખખ ) કદે મોટું પણ સંગીન નહિ એવું જે તે; ખખ; ખળખળી ગયેલું પણ કદે મોટું ખોખું તે.

**ખોખરાટ,** પું૦ ખોખરાપણું; બેસૂરતા.

**ખોખરું,** વિ૦ બેસુરું; શુદ્ધ અખોવન અવાજ ન કરતું હોય એવું; ભાગેલું; ટૂટેલું; ફૂટેલું. જેની એકતારતામાં ( અવાજની ) ભંગ થયેલો હોય એવું; અવ્યક્ત. ક્રિ૦પ્ર૦ ખોખરું કરવું=થોડો માર મારવો; ઝાપટવું; હલકું કરવું; નરમ થાય એમ કરવું.

**ખોખલી,** સ્ત્રી૦ ઘરડી શિયાળ: (૨) વિ૦ ખળખળી ગયેલી દાંત વગરની વૃદ્ધા.

**ખોખલો,** વિ૦ પું૦ વૃદ્ધ; ખળભળી ગયેલો: ખુંખું કર્યા કરતો હોય એવો; જરાજીર્ણ. ખોખલો પંડ્યો=વૃદ્ધ પંડિત-ઘરડો મહેતાજી: ઘરનો બ્રાહ્મણ.

**ખોખાવું,** ક્રિ૦ અ૦ વેર-અદાવત રાખવી.

**ખોખું,** ન૦ અંદરથી પોલું ને સત્ત્વ રહિત જે કંઇ હોય તે; કારીગરી વગરની સાધારણ બનાવટની પેટી. દિવાસળીનું ખોખું, દેવદારનું ખોખું. (૨) આખી નહિ પણ કકડાઓની બનાવેલી હલકી પાઘડી. :—આ પુનાનું ખોખું છે. (૩) ભરપાઈ થઇ ગયેલી હુંડીનો કાગળ: નમુનો; ડોળિયું; બીબું; મુસદ્દો; રેખાકૃતિ. (૪) સત્ત્વ ખેંચી લીધેલી કોઇ પણ વસ્તુ: કુચો. (૫) જીર્ણ થઇ ગયેલું હોય એવું જે તે: વૃદ્ધ-ખળભળી ગયેલું જે શરીર તે, કલેવર.

**ખોગીર,** સ્ત્રી૦ [ फा. ] ઘોડાની પીઠ ઉપર નાંખવાનું ઉનનું પોચું નાનું ગાદલું; ડળી.

**ખોચરેલ,** વિ૦ ખવાઇ કે ખોતરાઇ ગયેલું ખાંચા અને ખાડાવાળું.

**ખોચંદે,** અ૦ કકેકાણે; ખુણે.

**ખોજ,** સ્ત્રી૦ ખંતીલી તપાસ; શોધ; ખોળ.

**ખોજવું,** ક્રિ૦ સ૦ ખંતથી તપાસવું; શોધવું: ખોળવું.

**ખોજો,** પું૦ પુરુષત્વહીન જે નર તે; હીજડો; વ્યંઢળ; જનાનખાનામાં સ્ત્રીઓની તહેનાતમાં રહેનારો ચાકર; નપુંસક; પંઢ. (૨) હિંદુ મટી મુસલમાન થયેલી એક જાત.

**ખોટ,** સ્ત્રી૦ ભૂલ; ચૂક; ગણતાં કે ક્રમ કરતાં જે કંઇક રહી જાય તે (લખતાં ખોટ કરવી) (૨) નુકસાન; ટોટો; ગેરલાભ. ( વેપારમાં ખોટ ગઇ ) (૩) ઓછ; ઓછાપણું; કમી રહેવું તે; ઘટ: અપૂર્ણતા. ( અન્નની ક્યાં ખોટ છે ) (૪) અછત. ( ખોટનું છૈયું ) ક્રિ૦ પ્ર૦ ખોટ જવી=નુકસાન થવું.

**ખોટકો,** જુ૦ ખુટકો; ઘટ.

**ખોટંખોટા,** અ૦ ખોટેખોટું; ખોટાની—અસત્યની જે પરંપરા તે; જુઠેજુઠું ચલાવવું તે.

**ખોટાઇ,** સ્ત્રી૦ જુઠ; અસત્યતા. (૨) હરામીપણું; કામ નહિ કરવાની ટેવ; આળસાઈ.

**ખોટારવો,** પું૦ ધગધગતો—બળતો કોયલો; જીવતો લાળો; જ્વાળા અને ધુણી વગરનો લાકડા છાણાનો ધગધગતો કકડો.

**ખોટારું,** ન૦ જુઠાણું; અસત્ય; ખોટું કરેલું હોય એવું તે; તરકટ; બનાવટ.

**ખોટારો,** પું૦ ધગધગતો કોયલો; લાળો; અંગારો. (૨) ઇંટાળો.

**ખોટી,** સ્ત્રી૦ વાટ જોતા રહેવું તે; ઢીલ; વાર; વિલંબ; થોભવું તે. ક્રિ૦ પ્ર૦ ખોટી કરવું=રાહ જોતા રાખવું; વાર લગાડવી; ખાળવું. ખોટી થવું=રાહ જોવી; ખોટી રહેવું.

**ખોટીલું,** વિ૦ ખોટાં હાડકાંનું; આળસુ.

**ખોટું,** વિ૦ ખરું નહિ તે; અસત્ય; જુઠું. :—ખોટું કહેવું. (૨) ભૂલચૂકવાળું; જેમાં ભૂલ હોય એવું. હિસાબ ખોટા છે. (૩) જેવું હોવું જોઇએ તેવું નહિ તે; બગાડવાળું, ભુંડું, નઠારું, હીણું. —:ખોટો રૂપિયો. (૪) ફરી જાય એવું; ફેરવાળું; બેવફા. (૫) જેને મહેનત લેવી ન ગમે એવું; આખાં હાડકાંનું; આળસુ. (૬) ન૦ માઠું; અપ્રસન્ન થવું—નાખુશ થવા જેવું લાગવું તે. ક્રિ૦ પ્ર૦ ખોટું લાગવું=માઠું લાગવું; નાખુશ થવું; દુભાવું; ખિન્ન થવું. ખોટી નજર=કુદષ્ટિ. ખોટીચાલ=વ્યભિચારી—ગેરવર્તણુંક.

**ખોડ,** સ્ત્રી૦ ન્યૂનત્વ; ઓછાપણું; કસર; ખામી; એબ. (૨) ટેવ; આદત; ખો; વાંકાપણું. (૩) કલંક; લાંછન.

[ખો]ડ, પું૦ લાકડાનો મોટો અને બહુજ ભારે થડનો ભાગ તે; ઝાડના થડની જે મોટી ગાંઠ તે.

**ખોડખાંપણ,** સ્ત્રી૦ ભૂલચૂક; જે કંઇ ખોટું કે અયોગ્ય હોય તે; ન્યૂનાધિકપણું; ખામી; દોષ.

**ખોડવું,** ક્રિ૦ સ૦ દાટવું; ઘાલવું; રોપવું; ઊભું કરવું. ( કચ્છ કાઠિયાવાડ. )

**ખોડંગાવું,** ક્રિ૦ અ૦ લંગડાવું; ખોડાતું ચાલવું; એકાદ પગ રીતસર મૂકીને તથા ઉપાડીને નહિ ચલાતું.

**ખોડાવું,** ક્રિ૦ અ૦ એકાદ પગ લંઘાય એમ ચલાવું; ખોડું હિંડાવું; લંગડાવું.

**ખોડિયું,** વિ૦ હીનાંગ; ખોડવાળું; જેનામાં કંઇક ખોડ હોય એવું; અપંગ.

**ખોડીખમચી,** સ્ત્રી૦ ખોડંગતા ખોડંગતા અને ધીરે ધીરે ચાલવું તે. (૨) એક પગે કૂદતા કૂદતા ચાલવાની છોકરાંની એક રમત.

**ખોડીબારું,** ન૦ ઢોરોથી પેસાય નહિ એવું તેમજ ઓલંગીને જવું પડે એવું ખેતર અથવા વાડાઓમાં પેસવાનું જે છિંડું તે; એ કાંકાંવાળું લાકડું જમીનમાં ઘાલીને જવાઆવવાનું જે બારું કરેલું હોય તે.

**ખોડું,** વિ૦ જેને પગે ખોડ હોય એવું; લંગડું; ખોડંગાઇને ચાલનારું, અપંગ.

**ખોડો,** પું૦ [ सं. क्षय ] નાશ; ઘાણ; સંહાર. ક્રિ૦ પ્ર૦ ખોડો કાઢી નાંખવો=ક્ષય થાય એમ કરવું તે.

**ખોટો,** પું૦ દાદર કે ઉંદરીથી ઉતરતો માથામાં થતો એક જાતનો ત્વચારોગ. ( વાળના મૂળમાં કચરો ભરાયાથી આ રોગ થાય છે અને તેથી ચામડી સુકાઈ તેની ધોળી કપોટીઓ બાઝે છે. )

**ખોણિયું,** ન૦ ખુણા પાડવાનું ખુણાવાળું એક ઓજાર; કાટખુણો.

**ખોતરણી,** સ્ત્રી૦ દાંત ખોતરવાની સળી. (૨) ઘાસ ધરો વગેરે ખોતરવાનું ઓજાર; ખરપડી. ખણવા—ખોદવાનું ઓજાર; ટાંકણું.

**ખોતરણું,** ન૦ ખોતરવાનું ઓજાર; ટાંકણું; ખરપડી; ખોતરવાના કામમાં આવે એવું જે કંઈ હોય તે. (૨) છિદ્ર; વાંક; દોષ;

બાનું. (નણંદ તો ભોજાઇનાં ખોતરણાંજ કાઢ્યા કરે છે. અહિં ખોતરણું હમેશ બહુ વચને વપરાય છે.)

**ખોતરવું,** ક્રિ૦ સ૦ છિદ્ર મારફતે કોઈ સળી નાંખી અંદરથી ઉખાડવું; ખણવું; ખોદવું; ઉખાડવું, નખથી ઉખાડવું; ટાંકવું. (૨) પાયમાલ કરવું; ઉખાડીને નાખી દેવું.

**ખોતરામણ,** ન૦ ખણવા અથવા ખોતરવાનું લવાજમ તે.

**ખોદકામ,** ન૦ જમીન ખોદવાનું જે કામ તે; જમીનને સરખી કરવાનું અથવા જમીનમાં કૂવા અને તળાવ વગેરે કરવાને ખોદવાનું જે કામ તે; કોતરકામ.

**ખોદણી,** સ્ત્રી૦ ઈર્ષ્યાથી કોઇ માણસની પાછળ તેનું કોઇ ને કોઇ રીતે ભુંડું બોલ્યા કરવું તે; ખોદ ખોદ કરવું તે; નિંદા; બદબોઈ; ગીબત; દોષ કાઢ્યા કરવા તે.

**ખોદવું,** ક્રિ૦ સ૦ સપાટીની અંદર ખાડો પાડવો; જમીન ઉખાડવી; ખણવું; ખોતરવું; કોતરવું; નકશી પાડવી; નિંદા કરવી; ભુંડું બોલવું; કોઇનું બુરું થાય એમ કરવું; ઉખાડવું.

**ખોદા,** પું૦ (ખુદા) ઈશ; પ્રભુ; ઈશ્વર; પરમેશ્વર.

**ખોદાઈ,** વિ૦ ખુદાને લગતું; દેવતાઇ; ચમત્કારિક; અદ્ભુત; દૈવી.

**ખોદાણ,** ન૦ ખોદાયેલું જે તે; ખોદેલું જે કંઇ તે; ખોદકામ. :—આ ખોદાણ બરોબર નથી. પાણીના મારાથી ખોદાઇ ગયેલી જે જમીન તે. (તેનાથી ઉલટું પુરાણ—પુરણી—ભાહું.)

**ખોદામણ,** ન૦ ખોદવાની જે મજુરી તે; ખોદવાનું લવાજમ.

**ખોદામણી,** સ્ત્રી૦ જુ૦ ખોદામણ.

**ખોદાવંત,** વિ૦ ખુદાના જેવું; ઈશ્વરી; પરમેશ્વર જેવું. (રાજા પાદશાહના નામને લગાડવામાં આવતી ઈશ્વરત્વદર્શક ઉપમા.)

**ખોદાવવું,** ક્રિ૦ સ૦ કોઇ ખોદે એમ કરાવવું.

**ખોદાવું,** ક્રિ૦ અ૦ પાણીના મારાથી અથવા બીજી રીતે ખોદાઈ જવું; ઉંડું ને ઉંડું થતા રહેવું. (૨) પેટમાં ગુડગુડ એવો અવાજ થવો.

**ખોદું,** જુ૦ ખોધું.

**ખોધું,** ન૦ જાડો અને બહુ ભારે લાકડાનો કકડો તે; લાકડાનો મોટો સુકો અને જાડો થડનો ભાગ.

**ખોપ,** જુ૦ ખોફ.

**ખોપટું,** ન૦ ઝુંપડું.

**ખોપરી,** સ્ત્રી૦ માથાના ઉપલા ભાગનું કઢાઇના તળિયા જેવું હાડકું તે; તાળવું. (માથાની ઉપરનું—મુખમાંનું નહિ)

**ખોપરું,** જુ૦ કોપરું; ટોપરું.

**ખોફ,** પું૦ ગુસ્સો; ઇતરાજી; દ્વેષ; ક્રોધ; કોપ.

**ખોબલો,** પું૦ ખોબો; બે હાથના પંજા છતા રાખી એકઠા કરવાથી જે પડિયા જેવો આકાર બને છે તે.

**ખોબો,** (ભો) પું૦ બે હાથના પંજા છતા એકઠા કરવાથી બનતો કોઈ વસ્તુ ધારણ કરાય એવો આકાર તે; બે પોશ જોડવાથી બનતો હાથેલીઓનો ખાડો.

**ખોભ,** જુ૦ ક્ષોભ.

**ખોભણ,** સ્ત્રી૦ ખાંચો; ખાડો; ઠેસ; ચાંપ કે ઉલાળો અટકે એવો જે ખુણો કે ખાડો ખાંચો તે. (૨) ખો; ગુફા; પોલ; ભેખડ: કોતરની બે બાજુઓનો ઢોળાવ તે.

**ખોભરવું,** ક્રિ૦ અ૦ ઉભા રહેવું; ખોટી થવું; રાહ જોતા રહેવું; થોભવું; અટકવું.

**ખોય,** સ્ત્રી૦ જુ૦ ખો.

**ખોયણ,** જુ૦ ખોયણું.

**ખોયણી,** સ્ત્રી૦ બળતી વસ્તુને પ્રવાહીમાં ચાંપવી તે; વઘાર; વઘારણી.

**ખોયણું,** ન૦ એક છેડેથી સળગેલું—બળતું લાકડું અથવા સળેખડું તે. (૨) જામગરી; બળતું

થાય એમ કરવાનું જે એક તરફથી લાગતું લાકડું તે. (૩) સળી; ચાંદવું; લડાઈ થાય એવી ઉશ્કેરણી કરવી તે.

**ખોયું,** જુઓ ખોઇયું.

**ખોરણ,** ન૦ ખોરાઈ ગયેલું હોય તે; હોલવાઈ ગયેલું એવું જે તે. (૨) ખોરવાનું જે કંઈ સળી–લાકડું વગેરે હોય તે.

**ખોરડું,** (ખોલડું) ન૦ ઝુંપડું; માટીની ભિંતનું નાનું ઘર.

**ખોરવું,** ક્રિ૦ સ૦ ખંખેરવું; (બળતાં લાકડાંને) સંકેલવું; બળીને કોલસા જેવાં થયેલાં બે લાકડાંને એક બીજાની સાથે અફાળી તેની રાખ ઉડાડી મૂકવી. (૨) તળે ઉપર કરવું; ખણી ખોતરી જોવું; રાખ ઉડાડી મૂકવી. ખંખેરીને બાળવું. ક્રિ૦ પ્ર૦ ખોરી બાળવું= બહુ સારી રીતે બાળી મૂકવું. (૨) રોળી વાળવું; સમાધાન કરી નાંખવું.

**ખોરસું,** ન૦ ત્રિપાઈ; જેને ત્રણ પાયા હોય એવી ઘોડી; નાનું ટેબલ.

**ખોરંચે,** (ભે) ખુણેખોચરે; અબરાઇએ; નિકાલ ન થાય એવી રીતે કે એવે ઠેકાણે.

**ખોરાક,** પું૦ [ફા.] જેની ઉપર પ્રાણીનાં જીવન ટકે એવી તેમને ખાવાની વસ્તુ; ગુજરાન કરવાની વસ્તુ; ખાવાનો પદાર્થ; ખાજ. (અન્ન, ભાજીપાલો, ઘાસ અને માંસ વગેરે) જેનાથી કોઇ વાતનો નિર્વાહ થાય તે. (વાંચન એ લેખનનો ખોરાક છે, દુનિયાંમાં બનતા બનાવો તે વર્તમાનપત્રોનો ખોરાક છે).

**ખોરાકી,** સ્ત્રી૦ ખોરાકની વસ્તુઓ તે; ખાવાનું.

**ખોરાકીપોપાકી,** સ્ત્રી૦ ગુજરાનનું અને પોષાકનું જે સાધન તે; ખાવા પહેરવાની જે ગોઠવણ તે; આજીવિકા; જિવાઇ; નિર્વાહની સોઇ તે.

**ખોરાશ,** સ્ત્રી૦ ખોરાપણું; ખાવાની–અન્ન જેવી વસ્તુમાં ઘણા દિવસ રહેવાથી થયેલો જે સ્વાદવિકાર તે.

**ખોરું,** વિ૦ જુનું થવાથી બેસ્વાદ થયેલું; જુનાપણાના વિકાર–સ્વાદ કે ગંધવાળું.

**ખોલ,** સ્ત્રી૦ ટોટી; ખોલી; લાકડી છત્રીને છેડે ધાતુની જે ઢાંકણ–ચુડી બેસાડવામાં આવે છે તે.

**ખોલ,** સ્ત્રી૦ કપડાના સીવણમાં જે નહિ બેસતા-પણું રહે છે તે; ખામી; કરચલી; ખોટ. (૨) ઉપરની ચામડી; છાલ–ઉતરી ગયેલી ત્વચા, કાંચળી. (સાપની ખોલ)

**ખોલકી,** સ્ત્રી૦ નાની ગધેડી.

**ખોલકો,** પું૦ ખોલો; ગધેડો. (૨) મૂર્ખ; અણસમજુ ને શરીરે તથા વયે મોટો તે.

**ખોલણહાર,** વિ૦ ઉઘાડનાર.

**ખોલવું,** ક્રિ૦ સ૦ ઉઘાડવું; બંધ હોય તેને ખુલ્લું કરવું. (૨) કાઢવું; સ્થાપન કરવું; પ્રવર્તાવવું. –દુકાન ખોલી છે. (૩) પડદો ખસેડવો; દેખાય એમ કરવું. કિ૦ ઘુંઘટડા ખોલને રાધે.

**ખોલી,** સ્ત્રી૦ ધાતુનું પોલું અને ચુડી જેવું લાકડી છત્રીના છેડાનું ઢાંકણ તે. (૨) ઓરડી. (૩) ગધેડી.

**ખોલું,** વિ૦ખુલ્લું રહેતું હોય એવું; ઉઘાડું; ઢીલું.

**ખોલો,** પું૦ ગધેડો. (૨) ગમાર જેવો મૂર્ખ માણસ તે; ઉમ્મરે શરીરે મોટો પણ સમજમાં અણસમજુ રહેલો હોય એવો માણસ.

**ખોવરાવવું,** ક્રિ૦ પ્રે૦ ગુમાવરાવવું.

**ખોવું,** ક્રિ૦ સ૦ ખબર ન રહે એવી રીતે વસ્તુનું પોતાની પાસેથી જતું રહેવું; ગુમ થવું; ગુમાવવું. (૨) ગેરલાભ થવો. (૩) એળે જવું.

**ખોસવું,** ક્રિ૦ સ૦ જોરથી દાખલ કરવું; ઘોચવું; ઘાલવું; બોસવું.

**ખોસાવું,** ક્રિ૦ અ૦ એની મેળે દાખલ થવું; ઘલાવું; ભોંકાવું; ઘૂસવું; અંદર ભરાવું; પક્ષમાં જવું; લાગતા રહેવું; પેસવું.

**ખોહ,** સ્ત્રી૦ ગુફા.

**ખોહો,** પું૦ ખોસનારો. (૨) મોટો મૂર્ખ.

**ખોળ,** સ્ત્રી૦ ખોળવું તે; શોધ; તપાસ; તજવીજ.

**ખોળ,** પું૦ તેલીબીજમાંથી તેલ કાઢી લીધા પછી રહેલા કુચા તે. (૨) સ્ત્રી૦ ગલેફ; ઢાંકણ; પડ; કપોટી.

**ખોળવું,** ક્રિ૦ સ૦ શોધવું; અમુક વસ્તુ વિશેષ મેળવવાને આમતેમ જોવું; તપાસ કરવી તે; તપાસવું.

**ખોળંખોળા,** અ૦ ખોળાખોળ; શોધાશોધી; અહિંતહિં એક બે જણે જે ખોળવા મંડી જવું તે.

**ખોળંબો,** (બો) પું૦ વિલંબ; વાર લાગવી તે; વખત ગુમાવવો તે.

**ખોળાંખંખોળાં,** ન૦ ખુણેખોચરે છાની રીતે જોવું તે; ફાંફાં મારવાં તે.

**ખોળાખોળી,** સ્ત્રી૦ શોધાશોધ; આમ તેમ ખોળવું તે.

**ખોળાખોળી,** સ્ત્રી૦ શોધાશોધ; તપાસ; તજવીજ.

**ખોળાદાન,** ન૦ વામમાર્ગીઓની એક નિર્લજ્જ ક્રિયા.

**ખોળાધર,** પું૦ ઓળખાણનો જે માણસ તે; જામીન; હુંડીનાં નાણાં લેનારે આપનારની ખાતરી થાય એવું જે ઓળખીતું માણસ બતાવવું તે.

**ખોળાભરણું,** ન૦ સીમંત; અઘરણી.

**ખોળી,** જુ૦ ખોલી.

**ખોળિયું,** ન૦ તળાઈ ગોદડાં વગેરે ભરવાનું જે એવડું કપડું તે; ખોલ. (૨) દેહ; શરીર; કલેવર.

**ખોળો,** પું૦ પલાંઠીએ બેસતાં અથવા ઉભે પગે બેસતાં પેટથી ઘુંટણ લગીનો જે ભાગ બને છે તે; અંગરખાની, પિછોડીની, પાલવની બે હાથ અથવા પગની વચ્ચે કંઈ લેવાને બનાવવામાં આવતી ઝોળી; અંક; ઉછંગ. ક્રિ૦ પ્ર૦ ખોળે બેસાડવું=કન્યાને સાસુ કે સસરાના ખોળામાં બેસાડવાની એક વૈવાહિક રીત. (૨) નિર્ણય કરવું; સંતાન કરી લેવું; ખોળે લેવું; દત્તક કરવો; પુત્રીકૃત કરવું. ખોળો ભરવો=સીમંત કરવું; અઘરણી કરવી; પહેલીવારનો ગર્ભાધાન સંસ્કાર કરવો તે. ખોળો પાથરવો=આજીજી કરવી; કાલાવાલા કરવા.

**ખોંખારવું,** ક્રિ૦ અ૦ ખુંખારો થાય એમ ઠાંસવું; ઠાંસવું; ઉધરસ ખાવી. (૨) પોતે છીએ, એમ અસ્તિત્વ બતાવવાને ગળામાંથી અવાજ કરવો. (૩) ખોંખારીને કહેવું–બોલવું=ખુલાસાથી સ્પષ્ટ રીતે જે તે કહી દેવું; ચોકખુ જણાવી દેવું; ખુલાસો કરવો.

**ખોંખારો,** પું૦ ખુંખારો; ખોંખારવું તે.

**ખોંચ,** સ્ત્રી૦ ખોંચો; ખોભણ; ખાડો પડેલો હોય એવું જે તે; ખાણ; ગુંજ. (૨) કસર; ટોટો; કમીના. (૩) વાંધો; હરકત; અડચણ. (૪) મુસ્કેલી; ગુંચવણ.

**ખૌખૌ,** અ૦ ક્ષુધાનો અતિ આતુરતા દર્શક ઉદ્ગાર. ક્રિ૦ પ્ર૦ ખૌખૌ કરવું=ક્ષુધાનું એબાકળાપણું બતાવવું.

**ખ્યાત,** વિ૦ પ્રસિદ્ધ; જાણીતું; પંકાયેલું; નામીચું.

**ખ્યાતિ,** સ્ત્રી૦ પ્રસિદ્ધિ; ઓળખ; કીર્તિ; જાણીતાપણું; નામાંકિતપણું.

**ખ્યાલ,** પું૦ [ફા.] વિચાર; કલ્પના; ધ્યાન; કયાસ; દરિઆફત. (૨) તર્ક. (૩) કેડો; છાલ; પુંઠ. (૪) ગાયનની એક ગત; પહેલું ધ્રુવ પદ, બીજે ખ્યાલ અને છેલ્લે ટપ્પો. કવિતાની એક રચના.

**ખ્યાલી,** વિ૦ તાર્કિક; હવાઈ. (૨) ખ્યાલ બનાવનાર.

**ખ્યાલીખુશાલી,** સ્ત્રી૦ મોજમજા; ગાનતાતમાં ખુશી રહેવું તે.

**ખ્રિસ્તી,** વિ૦ ઇસુખ્રિસ્ત સંબંધી; ઇશુના ધર્મનું.

**ખ્વાબ,** પું૦ સ્વપ્ન; શમણું.

**ખ્વાર,** જુ૦ ખુવાર.

**ગ**, પું૦ [સં. ग] ગુજરાતી લિપિના મૂળાક્ષરો-માંનો ચૌદમો અને વ્યંજનોમાંનો કંઠસ્થાની ત્રીજો વર્ણ—અક્ષર. (અલ્પપ્રાણ) (૨) 'સારીગમપધની' માંનો ત્રીજો ગાંધાર સૂર; ગાંધાર રાગનું ટૂંકું રૂપ, અથવા સાંકેતિક નામ. (૩) વિ૦ [गम्—જવું ઉપરથી] ગતિ કરનાર; જનાર; હીલચાલ કરનાર. (ગત્યર્થદર્શક પ્રત્યય):—ખ+ગ=ખગ=આકાશમાં ગતિ કરનાર; ઉડનાર તે પંખી. ઉર+ગ=ઉરગ=પેટે ચાલનાર, તે સાપ.

**ગઈ**, વિ૦ [સં. गता જવુંનું ભૂ. કૃ. પું૦ ગયો, સ્ત્રી૦ ગઇ અને ન૦ ગયું.] ગયેલી; અતીત; વીતેલી; ભૂતકાળની. કહે૦ ગઇ આબરુ પાછી ન આવે. ગઈ જુવાની અને આવ્યો બુઢાપો, તે પાંતીનો કેવો કુડાપો. ગઈ વાતનો શોક શો ? ગઇ ઘડી જોશીએ વાંચતો નથી. ગઇ ગુજરીને મૂકો વિસારી. ગઇ પળ પાછી ન આવે. ગઇ તે ગઇ. રૂ૦ પ્ર૦ ગઇ કાલ=અચિર; હમણાંનું; ઘણો વખત થયો નથી એમ. :—મોગલાઈ તો હિંદના ઇતિહાસમાં ગઇ કાલની વાત છે. ગઇ ગુજરી=થઇ ગયું, બનવાનું બની ગયું, એમ દિલાસો લેતાં આપતાં બોલાય છે. ભૂતકાળની બાબત. જે કંઈ બનવાનું હોય તે બની બધું શાંત પડી ગયું હોય એવી હાલતમાં ભૂતકાળના વિસરી જવા જેવા બનાવને માટે આમ કહેવાય છે.

**ગઉ**, જુ૦ ગૌ અને ગાય.

**ગઉચર**, જુ૦ ગોચર, અથવા ગૌચર.

**ગઉદાન**, જુ૦ ગોદાન.

**ગએલું**, જુ૦ ગયેલું.

**ગકાર**, પું૦ [સં.] ગ એવો ઉચ્ચાર તેમજ અક્ષર તે; ગગ્ગો.

**ગગડવું**, જુ૦ ગડગડવું.

**ગગણવું**, જુ૦ ગણગણવું.

**ગગન**, ન૦ [સં.] આકાશ; વ્યોમ; નભ: આભલું. ક્રિ૦ પ્ર૦ ગગનમાં ગાજવું=ઘણે ઉચે ગર્જના થવી. (૨) મોટાઇમાં રહેવું. (૩) બહુ ઉંચું હોવું. :—ઉંચા મહેલ ગગનમાં ગાજે. (૪) કંઇ પણ ગણતરીમાં નહિ હોવું. ગગન સાથે વાતો કરવી=મોટી મોટી વાતો કરવી; ફુલાવું; બડાઇ મારવી. બહુ ઉંચું હોવું. :—ઉ૦ રાજમંદિરના કાંગરા તો ગગન સાથે વાતો કરે છે. ગગનનાં પક્ષી ઝાલવાં—પકડવાં=હાથમાં આવે નહિ એવી વસ્તુને હાથમાં લઇ લેવાની હોશિયારી બતાવવી. ગગનચુંબિત=બહુજ ઉચું: આકાશને ચુંબન કરતું હોય એવું.

**ગગનગાંઠિયા**, પું૦ તળીને ખાંડ પાયેલા ઘઉંના લોટના વાટા; એક જાતની મિઠાઇ. (બહુવચને વપરાય છે.)

**ગગનચર**, વિ૦ [સં.] આકાશમાં ગતિ કરનાર: ખેચર; પંખી; હવામાં ઉડનાર; દેવ, દાનવ, ભૂતપિશાચ, વગેરે.

**ગગરી**, સ્ત્રી૦ નાનો ગગરો; નાની ગાગર. ગગરિયાં [હિં.] ગાગર.

**ગગરું**, વિ૦ (ગરગરું) ગરગર થઇને મરી પડે એવું; ભભરું; દાણાદાર; કકરું.

**ગગરો**, પું૦ પહોળા પેટાનું પણ સાંકડા મોંનું તાંબા પીતળનું પાણી વાસણ. ક્રિ૦ પ્ર૦ ગગરો ફેરવવો=ભીખ માગવી. (૨) ઉપરથી પિરસાય એવો વરો કરવો.

**ગગળવું**, જુ૦ ગળગળવું.

**ગગળું**, વિ૦ (ગળગળું) ઢીલું; પોચું; ગળી ગયેલું. ગદ્ગદ; રોઇ જાય એવું; નરમ. :—એ તો બિચારો ગગળો થઇ ગયો.

**ગગી**, સ્ત્રી૦ છોકરી; પુત્રી. (કાઠિયાવાડ)

**ગગો**, પું૦ છોકરો; પુત્ર.

**ગગ્ગો,** પું૦ ગ અક્ષર; ગકાર. ઉ૦ ગગ્ગા ગોરી ગાય વિયાય, ગગ્ગે વાછરડું ચરવા જાય.

**ગંગ,** સ્ત્રી૦ ગંગા. (કવિતામાં વપરાય છે) (૨) પું૦ હિંદી ભાષાનો એક પ્રસિદ્ધ કવિ.

**ગંગલીધાંચણ,** સ્ત્રી૦ દંતકથાઓમાંની એક જાદુગર સ્ત્રી:-ભાટના રોગદોગ જજો ગંગલી ધાંચણને ત્યાં. શામળભટ્ટની વાર્તાઓમાંની એક જાદુગર ધાંચણ.

**ગંગા,** સ્ત્રી૦ [ સં. ] હિંદુસ્તાનની એક મોટી નદી; જાહ્નવી; ભાગીરથી. (૨) નદી; સરિતા. કોઇ પણ નદીને માટે વપરાય છે. ક્રિ૦ પ્ર૦ ગંગા કરવી=નહાવું. ઉ૦ ભાઇ મારો ગંગા કરે. કહે૦ ગંગા નહાયા=મુક્ત થયા; છૂટયા; પંચાતી મટી; પરવાર્યા. રૂ૦ પ્ર૦ ગંગાભાગીરથી=વિધવા સ્ત્રીઓને માટે આમ લખાય બોલાય છે. ગંગાસ્વરૂપ=ગંગાના જેવી પવિત્ર=વડીલ સ્ત્રીને માટે વપરાય છે. ગંગાનો પ્રવાહ=જેને દોષ લાગે નહિ એટલું જ નહિ, પરંતુ જે દોષને પણ નિવારણ કરે એવું હોય તે. :- નાત તો ગંગાનો પ્રવાહ છે=નાતને દોષ લાગતો નથી, એ તો સામી દોષને ટાળે છે.

**ગંગાગોળી,** સ્ત્રી૦ એકજ ઉલેચણે જેમાંથી સૌ કોઇ પાણી પીતું હોય એવી સબડળ ગોળી. (૨) સર્વના ઉપયોગમાં આવતું હોય એવું જે તે; જેને દોષ-દૂષણ લાગે નહિ તે; સદા પવિત્ર ગણાય એવું જે તે. સારાને નઠારા બેઉ અર્થમાં વપરાય છે.

**ગંગાજમની,** વિ૦ ગંગા અને જમનાંના પ્રવાહની માફક બેઉ બાજુ જુદા જુદા રંગનું હોય એવું; એક તરફ એક અને બીજી તરફ બીજો રંગ હોય એવું. :-ગંગાજમની કોરનાં ધોતિયાં. ગંગાનું પાણી સફેત અને જમનાંનું પાણી કાળું હોઈ એનો સંગમ થયા પછી પણ કહે છે કે, એકત્ર વહેતા પ્રવાહમાં કાળો અને ધોળો રંગ દેખાઇ આવે છે, તે ઉપરથી બે બાજુ જુદા જુદા રંગ હોય એવી કોરને અથવા કપડાને ગંગાજમની કહેવામાં આવે છે. ગંગાજમની છાપ=વચમાં મૂળ અને તળે ઉપર ટીકા હોય એવી રીતે છાપેલું તે.

**ગંગાજળ,** ન૦ [ સં૦ ] ગંગાનું પાણી; સ્વચ્છ પવિત્ર પાણી. (૨) વિ૦ શુદ્ધ; સ્વચ્છ; નિર્મળ; પવિત્ર. :-ગંગાજળ જેવું=નિર્દોષ; પવિત્ર; લાંછનરહિત. ઉ૦ ગંગાજળ જેવાંરે, કે સાંભળો સાસુજી. દયા.

**ગંગાજળી,** સ્ત્રી૦ ગંગાજળ રાખી-ભરી મૂકવાનું પાત્ર;ગંગાજળના ચંબુ; ગાગર. (૨) તાંબાકુંડી. (૩) ઘોડાની એક જાત.

**ગંગાધર,** પું૦ [ સં. ] ગંગાને ધારણ કરનાર શિવ; શંકર; મહાદેવ.

**ગંગેટી,** સ્ત્રી૦ એક જાતનું ઝાડ.

**ગંગેરીપાન,** ન૦ એક જાતનાં ધોળાં (ગંગાના પાણી ઉપરથી) નાગરવેલનાં ખાવાનાં પાન.

**ગંગોતરી,** (ગંગોત્રી) સ્ત્રી૦ હિમાલયમાંથી ભાગીરથીનો પ્રવાહ જ્યાં આગળ મેદાનમાં ઉતરે છે ત્યાં આગળનું ગંગાનું નામ; પર્વતમાંથી ઉતરી આવતી ગંગા. આ જગાનું યાત્રાના સ્થળ તરીકે મોટું માહાત્મ્ય છે. લોકો ત્યાંથી ગંગાજળ લઈ જાય છે.

**ગંગોદક,** ન૦ [ સં. ] ગંગાનું પાણી; ગંગાજળ.

**ગચ,** અ૦ માફક. તમાકુ ગચ આવવી. (૨) (ગચ્ચ) વિ૦ સજ્જડ; ગચિયાની માફક બાઝી જાય એવું અથવા બાઝી ગયેલું.

**ગચકડું,** જુ૦ ઘચરકું.

**ગચત.** વિ૦ ભરાઇ ગયેલું; ઠંસાઈ ગયેલું; મગ્ન.

**ગચરકું,** જુ૦ ઘચરકું.

**ગચાગચ,** જુ૦ ગીચ; ભરચક.

**ગચિયું,** ન૦ માટી, ચુનો, ઈંટ અને પત્થરનો બાઝી ગયેલો ગઠ્ઠો; મોટું ઢેફું; ચોસલું. (૨) આડ; હરકત; નડતર. કહે૦ વચમાં ગચિયું ના નાંખ. ક્રિ૦ પ્ર૦ ગચિયાં નાંખવાં =હરકત કરવી.

**ગચેટો,** પું૦ કોઈ પણ વસ્તુનું બીજી કોઈ વસ્તુ સાથે અથવા પોતાના વિભાગો સાથે બાઝી જવું તે; ગચ્ચ થઈ જવું તે. :–સડેલા અનાજના ગચેટા બાઝે છે.

**ગચ્ચ,** અ૦ સજ્જડ. (૨) વિ૦ અભિન્ન; ટૂટે-છૂટે નહિ એવું.

**ગચ્ચી,** સ્ત્રી૦ છોબંધ જમીન; છોપ્રસ્તાર; અગાસી. (૨) માટી, ઇંટો, કાંકરા અને ચુનો વગેરેનુ એકસાથે સજ્જડ બાઝી જવું તે. આ શબ્દ ચુના સાથે જોડાયેલો વપરાય છે. :–ચુનાગચ્ચી=કાંકરેટ; ચુનાનાં ગચિયાં-વાળું જે તે. :–ચુનાગચ્ચીનું ચણતર. (૩) વર્ગ; પ્રકાર.

**ગચ્છ,** પું૦ [ સં. गम ] સમુદાય; સમૂહ; જથો; તડ; સંઘ. :– એ તો બીજા ગચ્છના યતિઓ છે. (૨) પ્રમાણ અને શ્રેઢિમાં કહેલા અંકોની સમુદાય સંખ્યા; વર્ગ; પ્રકાર.

**ગચ્છંતી,** સ્ત્રી૦ [સં. गच्छान्ति] જતા રહેવું તે; આઘા પાછા થઇ જવું તે; નાસી જવું તે. ક્રિ૦ પ્ર૦ ગચ્છંતીકરીજવું; નાસીજવું; પલાયન– પોબારા ગણી જવા; ખસી જવું.

**ગજ,** પું૦ [ પ્રા. गज्जो ] કોઈ પણ અંતરનાં બે બિંદુઓ વચ્ચેનું છેટું ભરવાનું એક માપ તે; ચોવીસ આંગળનું માપ; ચોવીસ આંગળના માપનો લોખંડ અથવા લાકડાનો ચપટો કકડો. (૨) ધાતુનો નક્કર સળિયો: બંદુકનો ગજ. (૩) આડી; બારણાની ભુંગળ. ક્રિ૦ પ્ર૦ ગજગજ કૂદવું=રાજી રાજી થઇ જવું; આનંદથી ઉભરાઇ જવું; મલકાઈજવું. ઉ૦ અલકકિશોરી જો તેનું ચાલત તો ગજ-ગજ કૂદત. સરસ્વતી. ગજ જેવું=સંગીન; મજબુત; નક્કર. કહે૦ ગજની ઘોડી અને સવા ગજનું ભાડું=ટકાની ડોસી ને ઢબ્બુ મુંડામણ. ગજ ભરે પણ તસુએ ન ફાટે=વાતો મોટી મોટી કરે પણ કરવાનું આવે ત્યારે કરે કંઈ નહિ એવું. રજનું ગજ કરવું=વધારી દેવું; પિંછાનું પારેવું કરવું. ગજ ઘાલવા =મજબુત અજય્ય હોવું. ઉ૦ એના માથામાં શું ગજ ઘાલ્યા છે? એનું માથું શું અછેદ્ય છે? એ કંઇ અજય્ય નથી; એની શી મગદૂર છે, એવા અર્થમાં વપરાય છે. એના ટાંટિયામાં ગજ ઘાલ્યા છે=તે બહુજ મજબુત થાકે નહિ એવો ભટકનારો છે.

**ગજ,** પું૦ [ સં. ] હાથી; હસ્તિ; માતંગ.

**ગજકણ,** ન૦ એક જાતનું રેશમી કપડું. ઉ૦ પીળા ગજકણનું કાપડું. પ્રા. કા.

**ગજકરણ,** પું૦ એક જાતનો ત્વચારોગ; ખુજલી; દાદર.

**ગજકરણી,** સ્ત્રી૦ નોળી કર્મમાંની એક ક્રિયા; હાથીની માફક ઘણું પાણી પી તેને પાછું કાઢી નાંખવું તે. (૨) એક જાતની વનસ્પતિ.

**ગજગમન,** ન૦ [સં.] હાથીની માફક મદભર ડોલતાં ડોલતાં ચાલવું તે; ડોલતી અને મગરૂરીભરી ચાલ તે; ગજગતિ; ગજચાલ.

**ગજગામા,** સ્ત્રી૦ [ સં. ] હાથીના જેવી ચાલ-વાળી સ્ત્રી; ગજગામિની. ઉ૦ એના હાથમાં એક વૃક્ષ છે, હું તારો ગજગામા. પ્રા. કા.

**ગજગામિની,** સ્ત્રી૦ [ સં. ] હાથીના જેવી સુંદર લટકાળી ચાલવાળી સ્ત્રી.

**ગજઘંટ,** પું૦ [ સં. ] હાથીની પગરવટ થતી નથી તેથી તે આવતો જણાવવા માટે તેની બે બાજુએ જે ઘંટ બાંધવામાં આવે છે તે. ઉ૦ ગજઘંટ નાંખીને ઈંડાં ઉગાર્યાં; પંખીની કરી પ્રતિપાળ. મુકુંદ.

**ગજછાયા,** સ્ત્રી૦ [ સં. ] હસ્ત નક્ષત્રના વાદળાંની છાયા તે; ભાદરવા મહીનામાં હસ્ત નક્ષત્રમાં વાદળાં થતાં હોય એવામાં મહાલય શ્રાદ્ધ કરવાનું મોટું માહાત્મ્ય છે.

**ગજદંત,** પું૦ [ સં. ] હાથીદાંત; દંતુશળ.

**ગજદળ,** ન૦ [સં.] હાથીઓનું સૈન્ય; હસ્તિદળ.

**ગજધર,** પું૦ ગજને ધરનાર–ગજ પાસે રાખનાર તે: દરજી; મિસ્ત્રી. ઉ૦ ગજધર કંઈ

દહાડા પાધરા દૈત્યના, શિવ વરદાનની છાપરે.

**ગજપતિ,** પું૰ મોટો હાથી; હાથીઓમાં ઉત્તમ હાથી.

**ગજપિંપર,** સ્ત્રી૰ [ सं. गजपिप्पली ] પિંપરની એક જાત; એક જાતની ગરમ ઓષધિ.

**ગજપુટ,** પું૰ [सं.] ઔષધને ભાવના આપવાની એક રીત; ધાતુઓ મારતાં તેને જે સખત આંચ આપવામાં આવે છે તે.

**ગજપુષ્પી,** સ્ત્રી૰ [सं.] એક જાતની વનસ્પતિ: જેને હાથીના કાન જેવાં પહોળાં ફૂલ થાય છે તે વેલી.

**ગજબ,** પું૰ [अ.] મોટો જુલમ; મહાભયંકર અને વિસ્મયકારક બનાવ; કહેર; ઉ૰ આ શો ગજબ કર્યો ગોર લુંડા. ક. દ. ડા. મોટું દુ:ખ; મોટી આપત્તિ; મોટી આફત; જેનાથી વિસ્મય અને ત્રાસ છૂટે એવું જે કંઈ તે. ( અજબથી ઉલટું ) (૨) વિ૰ પુષ્કળ: ઘણું; ભસ; અત્યંત. એ તો ગજબ પૈસો વાપરે છે.

**ગજબી,** વિ૰ ગજબવાળું; જુલમી; ત્રાસદાયક. ઉ૰ ઘણું ગજબીરે ગિરધારી, ધર માર્યુંરે, આંખ તમારી. દયારામ.

**ગજમુક્તા,** ન૰ [ सं. ] મોટાં મોટાં મોતી; સારાં અને મોટાં મોતી. સંસ્કૃત સાહિત્ય પ્રમાણે એમ કે, હાથીના ગંડસ્થળમાંથી એક જાતનાં મોતી નીકળે છે. એ મોતી ગજમુક્તા કહેવાય છે.

**ગજર,** (ગઝર) સ્ત્રી૰ રાજદ્વાર ઉપર પહોર પહોરને અંતરે ચોકી બદલાતાં જે ઘડિયાળાં વગાડવામાં આવે છે તે: ચોઘડિયાં.

**ગજરાજ,** પું૰ [ सं. ] મોટો હાથી; સારી જાતનો અને મોટા કદનો હાથી.

**ગજરું,** ન૰ ફૂલનો ગેંરખો; હાથને કાંડે બાંધવાને ફૂલનો ગુંથીને બનાવેલો ટુંકો હારડો. (૨) સોના મોતીનું સ્ત્રીઓને કાંડે પહેરવાનું એક જાતનું ઘરેણું; [illegible] ગુજરી.

**ગજરો,** પું૰ ગજરું; ફૂલનો તોરો; ખૂબ ફૂલ ભરેલો હારડો.

**ગજલ,** (ગઝલ) સ્ત્રી૰ [ फा. ] ફારસી પિંગળમાંનો એક રાગ. ગજલમાં પાંચથી વધારે બેતો હોય છે. એક આસ્તાઇ અને બીજી આંતરા તરીકે આવે છે. ઉર્દુમાં એને રેખતો પણ કહે છે.

**ગજવદન,** પું૰ [ सं. ] ગણપતિ; ગજાનન.

**ગજવવું,** ક્રિ૰ સ૰ [ सं. गर्ज् ] ગાજે એમ કરવું; શબ્દાયમાન કરવું; ડંકો વગાડવો. :–એ તો રોઈ રોઇને ગામ ગજવે એવો છે.

**ગજવાકાતરું,** પું૰ વિ૰ ગજવાં કાતરી લેનાર; ખીસાચોર; ગાંઠિયો.

**ગજવું,** ન૰ [ सं. गंजा=ચીજ મૂકવાનું સ્થાન] ખીસું; ગુંજું. રૂ૰ પ્ર૰ ગજવાના વર=પહેરામણી આપવી પડે એવા વર; કુળવાન; ખાનદાનના છોકરા કે જેમને કન્યા ઉપરાંત વાંકડો–અમુક નાણાં પણ આપવાં પડે એવા મોંઘા. ક્રિ૰ પ્ર૰ ગજવું ભરવું=લાંચ લેવી: ગમે તેમ કરીને ( અપ્રમાણિકપણે ) પૈસો એકઠો કરવો. ગજવું જોઇને વાત કરવી=ગજા પ્રમાણે કામ કરવું; શક્તિને અનુસરીને વર્તવું. કહે૰ ગજવામાં નહિ કોડી ને ઉભે બજાર દોડી=વગર પાણીએ શેઢ ઉડાડવી. ગજવાં હોય ભારી તો રોજ જઇએ વાડી=જેવા પાસે પૈસા તેવી મોજ. ગજવામાં ઘાલવું=લાંચ આપવી. (૨) પહેરામણી–ભેટ આપવી. (૩) નહિ ગણગારવું; કંઈ પણ લેખામાં નહિ લેવું; નહિ લેખવવું.

**ગજવેલ,** સ્ત્રી૰ ખરું લોઢું; પોલાદ. (૨) એક જાતના ચોખા. (૩) ભાગે ટૂટે કે વળે નહિ એવું જે તે.

**ગજશાળા,** સ્ત્રી૰ [ सं. ] હાથીખાનું; હાથીઓનો તબેલો.

**ગજાનન,** પું૰ [ सं. ] ગણપતિ; ગણેશ.

**ગજાર,** (ગોઝાર. સ્ત્રી૦ ઓરડાની સમચોરસતા અથવા લંબચોરસતા કે ચતુર્દિશાની સમતા રાખવાને માટે શિલ્પશાસ્ત્ર પ્રમાણે વેધ આવે નહિ તે માટે અસમ બાજુઓનો જે જુદો ખંડ પાડવામાં આવે છે તે. આ ખંડ ઘણે ઠેકાણે રસોડા તરીકે અને કોઈ ઠેકાણે બેસવા ઉઠવા કે સર સામાન મૂકવા માટે વપરાય છે. (નાગરિકો ગજાર અને સામાન્યલોક ગોઝાર કહે છે. ) અસમ બાજુનો ઓરડો; ઓરડાની બાજુનો ખંડ; બાજુની અંધારી ગલી.

**ગજાવવું,** ક્રિ૦ સ૦ શબ્દાયમાન કરવું; ગાજે એમ કરવું; ગાજી રહે એમ કરવું.

**ગજિયાણી,** સ્ત્રી૦ ગજી પનાનું વધારે ઉંચી જાતનું રેશમી કપડું.

**ગજિયું,** ન૦ ગજ પનાનુ જાડા સુતરનું કપડું; ખાદી. (૨) વિ૦ માપમાં ગજનું.:–ગજિયાં પતરાળાં.

**ગજિયો,** પું૦ આસરે ગજ જેટલો લાંબો ધાતુનો સળિયો; ગજ.

**ગજી,** સ્ત્રી૦ ગજ જેટલા પનાનું ઝીણા વણાટનું એક જાતનું રેશમી કપડું. :–સુરતની ગજી અને અમદાવાદનો મશરૂ વખાણાય છે.

**ગજું,** ન૦ શક્તિ; સામર્થ્ય; તાકાત; ગુંજાશ. (૨) પરિમાણ; પાત્રતા; યોગ્યતા; પહોચ. રૂ૦ પ્ર૦ ગજા વિનાનુ ગાતર=જોઇએ તે કરતાં વધારે પટનું હોય એવું જે કંઇ તે. ગજું તપાસવું–શક્તિ જોવી; ખમી શકવાપણું જોવું. ગજા પ્રમાણે ખરચવું=પોતાની શક્તિ હોય તે પ્રમાણે ખરચવું. કહે૦ ગજા વિનાની ગધેડી ને અમદાવાદ સુધી ખેડી=લાંબા સાથે ટુંકો જાય. મરે નહિ ને માંદો થાય.

**ગજેન્દ્ર,** પું૦ [સં.] હાથીઓમાં ઇન્દ્ર જેવો તે; મોટો હાથી; વડો હાથી; ઉત્તમ હાથી.

**ગજેન્દ્રમોક્ષ,** પું૦ [સં.] એ નામનું એક સ્તોત્ર. (૨) એ નામની એક પૌરાણિક કથા:–એક મોટા હાથીને મગરે પકડ્યો હતો. હાથીએ તેના જડબામાંથી છૂટવા સ્તુતિ કરી તે ઉપરથી વિષ્ણુએ તેને છોડાવ્યો હતો.

**ગજ્જર,** પું૦ વડો સુતાર; સુતારોનો ઉપરી; મિસ્ત્રી; મુકાદમ' વડો. ( રસોઇયાનો વડો પણ ગજ્જર કહેવાય છે. ) (૨) અમુક વખત થયો એવું દર્શાવનારો જે ઝંકારનાદ તે. (૩) સમય; કાળ; બરોબર વખત. :– બારની ગજ્જરે હું જાગ્યો ત્યારે ખડખડાટ થતો હતો.

**ગંજ,** પું૦ [સં.] ઢગલો; રાશિ; આવલી; માળા; (સટ.) એક જાતની એક બીજામાં બેસતી વસ્તુઓની ઉતરડ, ગોઠવણી તે.

**ગંજન,** ન૦ ગાંજી જવું તે; છેતરપિંડી; શેહમાં થાપ મારીને કામ કાઢી લેવું તે. (૨) જુલમ; ત્રાસ આપવો તે; પીડન.

**ગંજવું,** ક્રિ૦ સ૦ છેતરવું; ભોળવવું; ધૂતવું. (૨) પીડવું: દુ:ખ દેવું; જુલમ કરવો. ઉ૦ પ્રજાને ભૂપત ગંજે. શામળ.

**ગંજાવર.** વિ૦ ( ગંજ+આવરવું=ઢાંકી દેવું ) બહુજ મોટું: ઉચાઇમાં તેમજ વિસ્તારમાં બહુજ મોટું; અતિ વિશાળ; અત્યુચ્ચ; જબ્બર; અતિ ઘણું; ન ઢાંકી કે આવરી શકાય એવું.

**ગંજિયું,** ન૦ ગંજમાંનું એકાદ પાત્ર; ગંજમાંની વાડકી; છાલિયું. (૨) વિ૦ સટનું; ગંજમાંનું એક; એકએકમાં પડે એવી વસ્તુઓમાંનું એક. (૩) એક બીજાને મળતું; સમતા–મળતાપણાવાળું.

**ગંજી,** સ્ત્રી૦ ઘાસનો મોટો ઢગ; ઘાસનું મોઢવું; ઓઘલો; ઘાસનાં પુળિયાંનો મોટો ઢગલો અથવા એવા ઢગલાઓ જ્યાં હોય તે જગા. રૂ૦ પ્ર૦ ગંજીનો કુતરો=નિ:સ્વાર્થ પ્રજાને રોકનાર–પીડનાર. કુતરો પોતે ઘાસ ખાતો નથી તેમ છતાં જેને તે

ખાવાના કામમાં આવે છે એવા ઢોરને ભસીને અટકાવે છે તે ઉપરથી. ગંજીનો સાપ= છુપો દુશ્મન.

**ગંજીફરાક,** ન૦ ગળેથી પહેરવાનું ઉન અથવા સુતરનું બદન; શરીરે ચપટ આવી રહે એવું ગુંથણીનું કુડતું.

**ગંજીફો,** પું૦ રમવાનાં પાનાંનો જથો; પાનાંનો થોક. (૨) એક તરેહની પાનાંની રમત; પાનાં-પત્તાં રમવાની એક રમત. આમાં ચાર રંગનાં તેર તેર મળીને બાવન પાનાં હોય છે. દરેક રંગનાં તેર પાનાંમાં એકથી દસ સુધી તે તે રંગનાં ટપકાંવાળાં એક્કો; છક્કો-દસ્સો વગેરે નામથી ઓળખાતાં દસ અંકપત્ર, એક રાજા, એક રાણી અને એક ગુલામ, મળીને તેર હોય છે. દશાવતારના ગંજીફામાં ૧૨૦ પાનાં હોય છે. બિઝિક વગેરે તેની જુદી જુદી રમતો છે.

**ગંજેટી,** જુઓ ગંજેરી.

**ગંજેરી,** વિ૦ ગાંજાનો વ્યસની; ભંગી; ચલમમાં કેફી વસ્તુ પીનાર.

**ગટ,** અ૦ [ દે. દે. घट्ट ] ગળામાં વસ્તુ ઉતરતાં થતો એક અવાજ. ક્રિ૦ પ્ર૦ ગટગટાવી જવું=ગટ ગટ અવાજ થાય એમ તમામ સપાટાબંધ-ઘુંટડે ઘુંટડે પી જવું.

**ગટક,** અ૦ ગટ લઇને; ઝટ; તરત; એકદમ. ત્વરાથી ગળતાં થતો એવો અવાજ. :- ગટક ઉતરી જાય.

**ગટકગટક,** અ૦ સપાટાબંધ; તરત. (૨) એક પછી એક; ઉપરાઉપરી. :- ગટકગટક કેવા કોળિયા ગળે ઉતારે છે.

**ગટકરીજવું,** ક્રિ૦ ગળીજવું; પીજવું; અપ્રમાણિપણે ખાઇજવું.

**ગટકાવવું,** ક્રિ૦ સ૦ ગટ થાય એમ ખાવું; ગળી જવું; પચાવી જવું; ઓહિયાં કરી જવું. ગટકાવી જવું=ગળી જવું; ખાઇ જવું. ( અપ્રામાણિક રીતે )

**ગટગટ,** અ૦ ગટગટ એવો અવાજ થાય એમ; ત્વરાથી; સપાટાબંધ; ઝટ.

**ગટગટક,** અ૦ ઝટ; તરત; એકદમ.

**ગટપટ,** સ્ત્રી૦ કોઈ સાંભળે નહિ તેમ ધીમેથી છાનીછાની વાતો કરવી તે; ગુંજ; ગોઠ. (૨) ખાનગી વાતચીત કે ધાલમેલ કરવી તે; ઉંડી ખાનગી મિત્રતા રાખવી તે. ઉ૦ ગટપટ ભૂલીરે, મારા હરિ વિના એક વાત. ધાલમેલ; છુપો સંવ્યવહાર.

**ગટર,** સ્ત્રી૦ ગંદું પાણી જવાની નીક-મોરી; ખાળ.

**ગટરપટર,** અ૦ આમ તેમ; ઉધુંચતું; ગમે તેમ; લોચાલોચા કરીને; છાનુંછપનું આમથી તેમ કરીકારવીને સમજાવવું તે.

**ગટુચી,** સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ; કહુ.

**ગટ્ટ,** જુઓ૦ ગટ; ગટક.

**ગટ્ટી,** વિ૦ [ सं. वामन दे. हे. गिड्डो ] ઠિંગણું; નીચું; નીચી ટુંકી બાંધણીનું.

**ગટ્ટુ,** વિ૦ ઠિંગણું પણ જાડું ને લટ્ઠ; ગેટકી ટુંકી ગરદનનું-નાના પણ મજબુત બાંધાનું.

**ગટ્ટો,** પું૦ [ सं. ग्रन्थि ] ધાતુ અથવા બીજા કોઇ પણ પદાર્થનો રસ ઠરી જઇને બાઝેલો લંબગોળ ગાંગડો; લટ્ઠો; ગચિયું; ચોસલું; મોટી લગડી. (૨) ગાંઠ; ગાંઠો. (૩) ઢેકું; ખડણું. લોહીના ગટ્ટા. (૪) કલાઈ અથવા સીસું ભરેલી કોઠી. (૫) ડબાવીને બાંધેલી ગાંસડી.

**ગઠડી,** સ્ત્રી૦ ( જેને ગાંઠ વાળેલી હોય એવી પોટલી ) ગાંસડી; નાની પોટલી; બચકી.

**ગઠિયો,** પું૦ ગંઠિયો; ખીસાકાતરું. (૨) ઠિંગણો ને લટ્ઠ; મજબુત બાંધાનો માણસ. વિ૦ લુચ્ચો; પહોંચેલો; છેતરાય નહિ એવો; કામેલ.

**ગડ,** ન૦ [सं. ग्रन्थि] ગાંઠ; ગુમડું; મોટી ગાંઠ-જેને પાકતાં અને મોં થતાં ઘણીવાર લાગે એવું વિકારી લોહીનું સુજન. ગડગુમડ= ત્વચાનો એક રોગ: લોહીની નાની ગાંઠો

તે ગુમડાં, અને લોહીની મોટી ગાંઠ તે ગડ.

**ગડ,** પું૦ જુઓ ગદ.

**ગડગચ્ચો,** પું૦ ઘણી વસ્તુઓ આમતેમ ખડકેલી અથવા પડેલી હોય એવી જે સ્થિતિ તે; ખીચડો; ગડબડગોટો; ઘણી વસ્તુઓનું ભેગું થઈ જવું તે; સંકડાશ; ઘણીક વસ્તુઓનો ભરાવો.

**ગડગડ,** અ૦ ગડબડતી વસ્તુને લીધે થતા અવાજનું અનુકરણાત્મક રૂપ; ગડગડ, એવો અવાજ થવો તે. ગોળીમડાં ખાતાં ખાતાં ગડગડવું તે.

**ગડગડવું,** ક્રિ૦ અ૦ ગબડવું; ગોળીમડાં ખાતાં–તળે ઉપર થતાં હાળને લીધે નિચાણ તરફ પડવું. 'ગડગડ' થવું; કોઈ વસ્તુ ગબડતી હોય એવો અવાજ થવો; ગાજવું. ઉ૦ રિપુ આવી ગડગડશે. ઓખાહરણ. (૨) ગાજવું; વાગવું; વાદિત્રમાંથી અવાજ થવો.

**ગડગડાટ,** અ૦ સડસડાટ. (૨) પું૦ ગડગડ એવો જે અવાજ તે; ગર્જના. ઝડપ અને જોસ બતાવનારો શબ્દ.:–હવે તો એનું કામ ગડગડાટ ચાલે છે.

**ગડગડાવવું,** ક્રિ૦ સ૦ ગડગડ થાય એમ કરવું; ગબડાવવું. (૨) પીવું; ગુડગુડ થાય એવી રીતે ખેંચવું.:–હુક્કો ગડગડાવતો બેઠો. ગડગડી જાય એમ કરવું.

**ગડગુમડ,** ન૦ નાનાં મોટાં ગુંમડાં; ત્વચારોગ; ત્વચારોગનો ઉપદ્રવ.

**ગડડગઢ,** અ૦ ટપ; જોતજોતામાં જતું રહે તેમ; એકદમ અદૃશ્ય થઈ જવું એવો અર્થ બતાવે છે. સપાટાબંધ :–એ તો ગડડગઢ તરત બેસી જ ગયા. ઉ૦ ગયા તે ગડડગઢ ગયા, પહોંચ્યાનાં પરમાણ કોઈએ નવ મોકલ્યાંરે. ધીરાભક્ત.

**ગડદાગડદી,** સ્ત્રી૦ ગડદે ગડદે લડવું–મારામાર કરવી તે; મુક્કામુક્કી. (૨) ભીડાભીડ; બહુ ભીડ હોય એવી હાલત તે.

**ગડદાપાટુ,** ન૦ મુક્કા અને પાટુઓની મારામાર; હાથપગથી માર મારવો તે.

**ગડદાપેચ,** વિ૦ ગડદાના મારથી ઢીલું થઈ ગયેલું; નરમ; શિથિલ; અધમુવું.

**ગડદામુક્કી,** સ્ત્રી૦ ગડદા અને મુક્કીનો માર. એક હાથના પંજાઓ એકઠા કરી જોરથી વાંસાપર મારવામાં આવે તે ગડદો, અને એક હાથના પંજાને વાળીને જે પ્રહાર કરવામાં આવે તે મુક્કી, કહેવાય છે.

**ગડદી,** સ્ત્રી૦ [ फा गिर्द=धूळ ] ભીડ; ઠઠ; ઠઠ્ઠી; ઘણા માણસોનો જમાવ થયેલો હોય એવી હાલત.

**ગડદો,** પું૦ [ દે. गुद्दाभिगं ] બે હાથના પંજાને અથવા એક હાથના પંજાને વાળી મુદ્ગર જેવો કરી જોરથી કોઈના વાંસામાં મારવો તે; મુક્કો; ધોકો; ધીમડો. કહે૦ ગડદો મારવો અને ગડદો ખાવો=સાટાસાટી; આપવું તેમ લેવું તે; ખાવું ને ખવડાવવું; સમવ્યવહારતા.

**ગડબ,** સ્ત્રી૦ ગાંઠ; ચોસલું; ગડ; સોજો ચઢી આવીને થયેલો લોહીનો ભરાવો. (૨) ચાંપીને સજડ કરેલું જે તે.

**ગડબડ,** સ્ત્રી૦ અવ્યવસ્થા; બેતાલહાલત; ગભરાટવાળી હાલત ( મનની અથવા બહારની ) ઉથલપાથલ; ભૂલ; અંધેર; ગુંચવાડું; દંગો; ફિસાદ; માથાફોડ; ખટપટ; ઘોંઘાટ; કલબલ.

**ગડબડગોટો,** પું૦ ગોટાળો; લોચો વાળવો તે; ઉલટું સુલટું કરી નાંખવું તે; ઘાલમેલ કરી મૂકેલું હોય એવું જે તે. ભેળસેળ કરી નાંખેલું હોય એવું જે તે. અસ્તવ્યસ્ત; ક્રિ૦ પ્ર૦ ગડબડ ગોટો વાળવો=ઘાલમેલ કરવી; ઉંધુંચતું કરવું. ગોટાપિંડાળો કરવો: બગાડવું: ન કરવાનું કરીનાંખવું.

**ગડબડવું,** ક્રિ૦ અ૦ તળે ઉપર અને ઉપર તળે થતું હાળને લીધે નીચે સરવું; લોટવું; ગબડી પડવું.

**ગડબડસડબડ,** સ્ત્રી૦ ગડબડ ગોટો; ઘાલમેલ; ગોટાળો.

**ગડબડાટ,** પું૦ ગડબડ થવી તે; ઘોંઘાટ સોરબકોર.

**ગડબડિયું,** ન૦ ગડબડી પડવું તે; અડબડિયું; તળે ઉપર થઈ જવાય તેમ પડવું તે; ગડબડી પડાય એમ થઇ જવું તે; ગોથું; અમળાઇ પડવું તે; ઝોકું. (૨) વિ૦ ગડબડ કરનારું; ગડબડ કરે એવું; ગડબડ થાય એવું કરવાનો જેનો સ્વભાવ હોય એવું; બોલબોલ કરે એવું; ધાંધલિયું.

**ગડબવું,** ક્રિ૦ સ૦ ઉપરથી દાબી કે ચગદીને અંદરની વસ્તુને સખત બેસાડવી; દાબી ચાંપીને ઠાંસીઠાંસીને ભરવું. :– બંદુક ગડબવી. (૨) મારીને અધમુવું કરવું.

**ગડભાંગ,** સ્ત્રી૦ (ઘડવું અને વળી ભાગી નાંખવું તે ઉપરથી) ઘડભાંગ વિચાર થવો થવો ને વળી પડી ભાગવો તે; ઢચુંપચું; કરવા ન કરવા સંબંધીની જે અદબદ વિચારણા તે; ડામાડોળપણું; અમુક કાર્ય કરવા ન કરવા માટે મનમાં વિચારોની જે ડહોળાડહોળ થાય તે. ઉ૦ વિચાર મનમાં બહુ થયા, કરવો કવણ ઉપાય, ગડભાંગ થઇ મનમાં ઘણી કે ખવાય વા ન ખવાય. મુકુંદ.

**ગડમથલ,** સ્ત્રી૦ ઉથલપાથલ; માથાફોડ; ફેરફાર. (૨) ખટપટ. (૩) છુટવાને જે મહેનત કરવી તે; ફાંફાં મારવાં તે; મુસ્કેલી–દુઃખ કે બંધનમાંથી મુક્ત થવાને જુદી જુદી અનેક રીતે ઉદ્યોગ કરવો તે; યત્ન; મહેનત.

**ગડવું,** ક્રિ૦ અ૦ અંદર ગડી પડવું; પેસવું; અંદર જવું. (ધીરેથી ગડબડીને પેસવું તે) બેસવું:–ભુજ પાસે ભીડતાં કંકણ કણુ ગડિયાં રે, કે શું એને કાળજડે કઠોર કુચઅડિયાં રે. દયારામ. (૨) લોટવું; ગડબડવું; ઢળી પડવું.

**ગડવો,** પું૦ ઘડાના જેવો ગોળ પણ પડઘીદાર લોટો; ઘડો.

**ગડાકુ,** સ્ત્રી૦ [ સં. ગુડ=ગોળ ] ગોળ અથવા મહુડાંની રસીમાં વાટીને બનાવેલું તમાકુનું મિશ્રણ. (હુકામાં પિવાય છે.) (૨) થાકીને લોથ થઇ જવું; નરમ ઘેંશ જેવા થઇ જવું; થાકથી અને ઉંઘથી ઘેંઘટ થઇ જવું તે. ક્રિ૦ પ્ર૦ ગડાકુ થવું=ઘેનથી ઘેરાઈ જવું; તલ્લીન થઈ જવું.

**ગડારો,** પું૦ નાનો ખાડો; જેમાં શેલડીની આંખો રાખવામાં આવે છે તે ખાડો. (૨) ઢોરના આગલા પાછલા પગ વચ્ચે જે અવકાશ રહે છે તે; અંતરાય; પેટ ને છાતીનો વિસ્તાર.

**ગડિયું,** ન૦ તમાકુનાં પાંદડાંની ઝુડી (આમળીને વાળેલી ઝુડી તે ગડિયું, અને વગર આમળે વાળેલી ગડી તે પડો)

**ગડી,** સ્ત્રી૦ ગરની અંદર જે ગટ્ટા હોય તે. (૨) ભજિયાંની કણી. (૩) પું૦ ઘરધંધો કરનારો દખણી ચાકર.

**ગડી,** સ્ત્રી૦ કપડાના પડને એક બીજાની ઉપર વાળવું તે; કપડાની વાળેલી સ્થિતિ. (૨) ગાંઠ; કાંકરી. (૩) આંસ; સળ; કોઇ વસ્તુના વળી રહેવાથી આંકો પડે તે; આંટી; ગેડ. ક્રિ૦ પ્ર૦ ગડી પડવી=ગાંઠ પડવી. (૨) અંટસ–વાંધો પડવો. (૩) ઝીણી કણી પડવી; ગાંઠાઈ જવું.

**ગડીબંધ,** વિ૦ ગડી જેમની તેમ વાળેલી હોય એવું; ગડીવાળું; વગર ઉકેલેલું.

**ગડુચી,** સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ.

**ગડુડવું,** ક્રિ૦ અ૦ ગાજવું; ગડુડગડુડ થવું; ગર્જવું. :–તોપ ગડુડે. ગડગડવું.

**ગડુડડુ,** અ૦ મોટા અને ભારે અવાજથી હવામાં જે સશબ્દ મોટો ક્ષોભ થાય છે તેનું અનુકરણાત્મક ઉચ્ચારણ.–ગડુડડુ ગરજે મેઘ.

**ગડો,** પું૦ ગાંઠિયો; કાંકરો; મરડિયો. ઉ૦ ઝીણી રેતીમાં ગડા નહિ ભળે, રજમાં રજ સમાય.

ભોજભગત. (૨) ટોલ; જકાત; હાંસલ. ( કાઠિયાવાડ )

**ગઢ,** પું૦ [ હિ. દે. गढ्ढ ] પહાડ ઉપર બાંધેલો કિલ્લો. (આવા કિલ્લાની નજીક વસેલા શહેરની આગળ આ શબ્દ જોડાય છે.–જુનાગઢ; પાવાગઢ; પ્રતાપગઢ. ) ક્રિ૦ પ્ર૦ ગઢ જીતવો =મુસ્કેલ કામ પાર ઉતારવું. ઉ૦ અમે ઇડરિયો ગઢ જીત્યારે. ગઢ ઉથલાવવો=મોટો ફેરફાર કરવો; બહુ મોટી ઉથલપાથલ કરવી.

**ગઢપતિ,** પું૦ [ સં. ] કિલ્લાનો વડો; ઉપરી અધિકારી; કિલ્લેદાર. રાજા.

**ગઢવી,** પું૦ માગણની એક જાત; ચારણ. કહે૦ ગઢવી ઘેરના ઘેર=અગમનિગમની વાતો કરવી અને કરવું ત્યારે કંઈ નહિ, એવા અર્થમાં વપરાય છે.

**ગઢવું,** ન૦ દાણા ભરવાની કચરાની પકવેલી કોઠી; પાકી કોઠી. (૨) નાનો ઘડો; માટલું. જેમકે=ગોળનું ગઢવું.

**ગઢાણ,** ન૦ બીડ; જંગલ; જ્યાં એકલું ઘાસ થતું હોય એવી જગા–જમીન.

**ગઢી,** વિ૦ ગઢમાં રહેનાર. (૨) સ્ત્રી૦ નાની કોઠી; પાણી કે દાણા ભરવાનું ઘડું.

**ગઢેરો,** પું૦ ઘરડેરો; મોટો; વૃદ્ધ.

**ગણ,** પું૦ [ સં. ] ટોળું; જથ્થો; સમુદાય. (૨) જાત; વર્ગ. (૩) દેવના સેવકો; દૂત.:–શિવના ગણ. (૪) ૨૮ રથ, ૮૧ ઘોડા, અને ૧૩૫ પાયદળ લશ્કરની જે ટુકડી તે. (૫) તારાના ઝુમખામાંનો અક્કેકો તારો–નક્ષત્ર. (૬) છંદશાસ્ત્રમાં અમુક માત્રાના ત્રણ ત્રણ અક્ષરના ખંડ તે.:–મગણ. (૭) સંખ્યા; રકમ. (૮) લાભ; નફો; ફાયદો. ( ગુણ ઉપરથી) કહે૦ ગણના બાઇ દોષ=ગુણ ઉપર અવગુણ કરવો તે; સારું કરવા જતાં સામું બુરું ફળ મળવું તે.

**ગણકારવું,** ક્રિ૦ સ૦ માનવું; માન આપવું; લેખવવું; પતકરવું; ગાંઠવું; દરકાર કરવી; ધ્યાનમાં લેવું; લક્ષપર લેવું. ( ગણગારવું એમ અમદાવાદમાં બોલાય છે.)

**ગણગણ,** અ૦ [સં.] માખની પાંખનો અવાજ; અમુક અવાજનું અનુકરણાત્મક ઉચ્ચારણ: ગુણગુણ; બણબણ. (૨) બડબડવું તે; જલ્પવું તે.

**ગણગણતું,** વિ૦ ગણગણતા અવાજવાળું; માખ ભ્રમર વગેરેની પાંખના અવાજ જેવું. (૨) અસ્પષ્ટ; જેમાં આનાકાની–હા ના હોય એવું. :–ગણગણતું બોલશો માં.

**ગણગણવું,** ક્રિ૦ અ૦ 'ગણગણ' થવું; માખ ભ્રમર વગેરેની પાંખનો અવાજ થવો; તેમની પાંખ વાગે એમ તેમનું આમતેમ ઉડવું. અહિં બહુ માખો ગણગણે છે. (૨) નાકમાં બોલવું; મનમાં બડબડવું. (૩) આનાકાની કરવી; ચણચણવું; અસંતોષ બતાવવો.

**ગણગણાટ,** પું૦ ગણગણ એવો અવાજ તે; માખ વા ભ્રમરની પાંખનો અવાજ. (૨) નારાજ થઈ બડબડવું તે; ટીકટીક. ક્રિ૦ પ્ર૦ ગણગણાટ કરવો=બડબડવું; અપ્રસન્નતા બતાવવી. ખડખડવું.

**ગણગારવું,** જુ૦ ગણકારવું.

**ગણગેટી,** સ્ત્રી૦ એક જાતનું ઝાડ.

**ગણતર,** ન૦ ગણવું તે; ગણતરી. (૨) ગણવાનું કામ.

**ગણતરી,** સ્ત્રી૦ ગણતર; ગણવું તે. (૨) ગણવાની રીત. (૩) ગણીને કાઢેલી સંખ્યા. (૪) લેખું; દરકાર; તમા; હિસાબ; ગણના. ક્રિ૦ પ્ર૦ ગણતરી કરવી=ગણવું. ગણતરીમાં લેવું=સામેલ કરવું; તુલના કરવી.

**ગણતી,** (સ્ત્રી) ગણતરી

**ગણના,** સ્ત્રી૦ [ સં. ] ગણતરી. (૨) તુલના; માન; પ્રતિષ્ઠા. (૩) લેખું; હિસાબ; કિંમત.

**ગણનાથ,** પું૦ ગણોનો ઉપરી; ગજાનન; ગણપતિ.

**ગણનાયક,** પું૦ ગણનાથ; ગણપતિ.

**ગણપતિ,** પું૦ ગણનો ઉપરી–શંકરનો પુત્ર; ગજાનન.

**ગણપતિચોથ**, સ્ત્રી૦ [સં.] દરેક માસની વદિ ચોથ તે; માર્ગશીર્ષ વદિ ચોથ; ભાદરવા સુદિ ચોથ. જે ચોથે ગણપતિનું વ્રત કરાય છે તે ચોથ.

**ગણરવ**, પું૦ [સં.] ગણગણ એવો જે અવાજ તે; ગણગણાટ.

**ગણવટ**, ન૦ ખેતરમાં જે અનાજ થાય તે ઉપરથી ગણતરી કરીને આપવાની કિસ્ત સંબંધી લખાણ; જમીનના ભાડાનો દસ્તાવેજ; ગણોત.

**ગણવું**, ક્રિ૦ સ૦ [સં. गण्=ગણવું] એક બે ને ત્રણ, એમ સંખ્યા કહેવી અથવા માંડવી; ગણતરી કરવી; હિસાબ કરવો. છુટી વસ્તુ હોય તેનું માપ પરિમાણ લેવું. (૨) દરકાર કરવી; લેખવવું. (૩) માન આપવું; માનવું. :–ગણે તો દેવ નહિ તો પત્થર. (૪) કિંમત કરવી. (૫) અનુભવી થવું. (૬) ગણતરી કરવી; હિસાબ કરવા. (૭) માં સામેલ ન રાખવું.:–એને વિદ્વાનમાં કોણ ગણે છે?

**ગણસારો**, પું૦ અવાજની ચેતવણી; ઇસારો; ભાસ; સાન; અવાજથી અથવા કોઇ જાતની હીલચાલની ચેતવણી આપવી તે.

**ગણાધિપ**, પું૦ [ સં. गण + अधिप ] ગણના અધિપ–રાજા તે; ગણેશ.

**ગણાવું**, ક્રિ૦ અ૦ ગણતરી થવી; ગણાઇએ એમ હોવું; માં–ગણના થવી; નામ હોવું; અમુક ઉપમાથી ઉપલક્ષિત થવું; ખપવું; મનાવું. :– એ તો મોટામાં ગણાય છે. (૨) ભરાઇ રહેવું=તેના દહાડા ગણાઇ રહ્યા.

**ગણિક**, પું૦ [ સં. ] ગણક; જોશી; ગણિતથી દશા જોનાર. ઉ૦ ન જમે અન્ન, ન પાણી પીએ, કોઇ ન જાણે કારણ કિયે; પૂજ પૂછારણને ઉતાર, ભુવા ગણિક મેલ્યા દાર.

**ગણિકા**, સ્ત્રી૦ [ સં. ] ગુણકા; વેશ્યા: કંચની; રામજણી; પાતર.

**ગણિત**, ન૦ [ સં. ] ગણતરી કરવાનું શાસ્ત્ર; આંકડાથી ગણતરી કરવાની વિદ્યા; હિસાબ ગણવાની રીત. (૨) વિ૦ ગણેલું.

**ગણિતપદ્ધતિ**, સ્ત્રી૦ [સં.] ગણતરી કરવાની રીત.

**ગણિતપાટી**, સ્ત્રી૦ આંકડાઓથી ગણતરી કરવાનું જે પાટિયું અથવા પત્થરપાટી તે. (૨) ગણિતનું કોષ્ટક; અમુક બાબતની ગણતરી કરીને કાઢી રાખેલા આંકડાઓનું પત્રક;કોઠો.

**ગણિતપ્રમાણ**, ન૦ ચાર સંખ્યાનું પ્રમાણ. આમાં પહેલી અને બીજીની બાદબાકી. ૩–૪ ની બાદબાકીની બરોબર હોય છે.

**ગણિતવિદ્યા**, સ્ત્રી૦ [ સં. ] ગણતરી કે હિસાબ વગેરે કરવાનું શાસ્ત્ર; ગણિતશાસ્ત્ર.

**ગણિતશાસ્ત્ર**, ન૦ [સં.] ગણિત વિદ્યા.

**ગણિતશાસ્ત્રી**, પું૦ [સં.] ગણિત જાણનારો: ગણિતશાસ્ત્રનો વિદ્વાન.

**ગણિતશ્રેઢી**, સ્ત્રી૦ [સં. श्रेढि] બબ્બે આંકડાની સંખ્યા જેમાં વારંવાર એની એજ આવે તે.

**ગણિતસાર**, પું૦ ગણિતથી કાઢેલી તારીજ.

**ગણિતાધ્યાય**, પું૦ ખગોળનો ગણિતને લગતો એક સંસ્કૃત ગ્રંથ.

**ગણીમત**, જુ૦ ગનીમત.

**ગણીલેવું**, ક્રિ૦ સ૦ એકે એક જોઈ તપાસીને ગ્રહણ કરવું.

**ગણું**, વિ૦ [સં. गुण] અમુક જેટલું ગુણિત; (અમુક અંકની આગળ જોડાતાં તેટલીવાર વધારે એનો અર્થ બતાવે છે.) પાંચગણું; ત્રણગણું.

**ગણેશ**, પું૦ [સં.] ગણનો ઇશ; ગણપતિ. ક્રિ૦ પ્ર૦ ગણેશ બેસાડવા=આરંભ કરવો.

**ગણેસિયું**, ન૦ ચોરનું નરાજ જેવું ખાતર પાડવાનું હથિયાર; જેનાથી (ખાતર પાડવામાં) ગણેશાયનમઃ આરંભ કરવામાં આવે છે તે. ગણેસિયો=ભાગવા અથવા તોડવાનું હથિયાર.

**ગણેસણે**, જુ૦ ગનેસને.

**ગણોત**, ન૦ [ સં. गण+पत्र ] જમીનદાર અને ખેડુત વચ્ચેનું સાંધતું લખત. જમીનદારને

મળતું ખેડુત તરફનું સાલિયાણું; સાંથ; વજે. (૨) સાંથપટો; ખેતર કે જમીનની ભાડાચિઠ્ઠી.

**ગણોતનામું,** ન૦ સાંથપટો; જમીન ખેતર વાવવા આપ્યાનું જમીનદાર અને ખેડુત વચ્ચે થયેલું લખત; જમીનની ભાડાચિઠ્ઠી.

**ગણોતિયો,** પું૦ ગણોતવાળો; જેણે જમીનદાર પાસેથી ગણોત કરી જમીન વાવવા રાખી હોય તે; ભાડુતી ખેડુત. (૨) જેને ગણોત ભરવું પડતું હોય તે.

**ગંઠણ,** ન૦ [ સં. ગ્રુમ્ફ ] ગાંઠણ; ગુંથણી; ગુંથવાની આવડત; ગાંઠવાની કળા.(૨) ગંઠામણ; ગુંથવાનો દોરો. (૩) ગંઠાઇ ગયેલું જે તે. ઝાડના રેસા માંસ અને અવયવ વગેરેનું વધવાપણું રોકાઇ જવાથી તેના વાઢની જે ગાંઠ બંધાઇ જાય છે તે.

**ગંઠવું,** જુ૦ ગાંઠવું.

**ગંઠાઇ,** સ્ત્રી૦ ગંઠામણ; ગંઠામણી.

**ગંઠામણ,** ન૦ ગાંઠેલું જે તે; ગંઠણ; ગાંઠવાનો ગુંથેલો દોરો. (૨) ગાંઠવા કે ગુંથવાનું જે કંઈ મહેનતાણું તે. (૩) ગાંઠવા ગુંથવાની જે છાપ આવડત તે; કળા.

**ગંઠામણી,** સ્ત્રી૦ ગાંઠવા ગુંથવાનું મહેનતાણું; ગંઠામણ; ગંઠાઇ.

**ગંઠાવવું,** ક્રિ૦ સ૦ ગાંઠો મારીમારીને ગુંથાવવું; કીડિયાં, મોતી અને મણકા વગેરેને દોરાથી ગુંથાવવાં.

**ગંઠાવું,** ક્રિ૦ અ૦ ગંઠાઈ જવું; ગંઠાવા જેવું થવું. (૨) બંધાઇ જવું; સજ્જડ થઈ જવું; વૃદ્ધિ થતી અટકવી.

**ગંઠિયો,** પું૦ [સં ગ્રંથિ] ઠગારો; ધુતારો; કોઇ તરેહથી કામ કાઢી લેનારો; ઠગ. (૨) ખીસાકાતરુ; ચોર; ગંઠીછોડો.

**ગંઠીછોડો,** પું૦ ગાંઠે બાંધેલું નાણું વગેરે છોડી લેનારો; ગાંઠે બાંધેલી વસ્તુઓ છોડીને ચોરી લઇ જનારો; ગંઠિયો; ખીસાકાતરુ.

**ગંઠો,** પું૦ ગાંઠેલું કોટે પહેરવાનું આભૂષણ; કંઠો. (૨) હાથીને બાંધેલી ગાંસડી.:–બે ગંઠા ઘાસ આવ્યું. (૩) ગુંઠો; જમીન ભરવાનું એક માપ; આઠ ફૂટ લંબાઇનું માપ.

**ગંઠોડો,** પું૦ તોડો; સાંકળું; અંકોડા ગુંથીને બનાવેલું પગે પહેરવાનું ઘરેણું. (૨) હાથનાં સોનાનાં સાંકળાંમાંનું એક. (૩) અંકોડો; કડી; આંકડો. (સાંકળાનો એક ભાગ) (૪) પેર; ગાંઠો.:–પિંપળીમૂળના ગંઠોડા. (૫) એક જાતની મિઠાઇ.

**ગંડ,** ન૦ [સં.] ખાંધ આગળનો ભારે માંસલ અવયવ; ખુંધ. (૨) વિ૦ ગાંડું. (શામળની કવિતામાં) ડોક કે ગળાની ઉતરતી સપાટી.

**ગંડક,** વિ૦ ગાંડું; ઘેલું.

**ગંડકી,** સ્ત્રી૦ [ સં. ] અયોધ્યાની પેલી તરફ આવેલી હિમાલયમાંથી નીકળતી એક નદી. ગંડકીમાં શાલગ્રામ થાય છે.

**ગંડમાળ,** સ્ત્રી૦ [સં.] ગળાની નજીક થતો એક જાતનો ગંઠિયો રોગ; કંઠમાળ.

**ગંડવો,** પું૦ ગાંડો. (૨) ભડવો.

**ગંડસ્થળ,** ન૦ હાથીના કાનની ઉપર ને આસપાસનો ભાગ; બોચી; કુંભસ્થળ; ખુંધ આગળનો ભાગ.

**ગંડું,** વિ૦ ગાંડું; ઘેલું.

**ગંડુડી,** સ્ત્રી૦ ગાંડી; ઘેલી; વિ૦ ગાંડા જેવી; (સ્ત્રી) ઢાધાબળી; વેતાવગરની.

**ગંડૂષ,** પું૦ [સં.] કોગળો.

**ગંડેરી,** સ્ત્રી૦ શેલડીના નાના નાના ગોળ કકડા તે; પેર. (૨) છોલેલી શેલડીના કકડા. (૩) લાકડાના થડના ટુંકા ટુંકા ગોળ કકડા.

**ગણણી,** જુ૦ ગળણી.

**ગણણું,** જુ૦ ગળણું.

**ગણ્યુંગાંઠ્યું,** વિ૦ ગણતરીનું; મર્યાદિત; થોડુંક.

**ગત,** સ્ત્રી૦ [ સં. ] સ્થિતિ; હાલત; અવસ્થા. :–મારી ગત પ્રભુ જાણે. (૨) કળા; ખુબી; ચતુરાઇ; યુક્તિ. (૩) રાગ; ઢાળ;

ચાલ.:– જેવી ગતે વાજાં વાગે તેવી ગતે ગવાય. (૪) શક્તિ; બળ. (૫) સ્વાભાવિક વર્તન વિશેષ.:–વાણિયાગત. (૬) પરિપાક; મુઆ પછીની સ્થિતિ. ક્રિ૦ પ્ર૦ ગતે ઘાલવું= ઠેકાણે પાડવું. (૭) વિ૦ ગયેલું.

**ગતકડું,** ન૦ ટિંખળ; હસવું આવે અથવા ગમ્મત પડે એવું બોલવું અથવા ટોળ કરવું તે; મજાક; ટોળ.

**ગતભર્તૃકા,** સ્ત્રી૦ [સં.] વિધવા; રાંડીરાંડ.

**ગતાગત,** વિ૦ [ સં गत+आगत ] આવ્યુંગયું.

**ગતાગમ,** સ્ત્રી૦ સમજ; સમજણ; જ્ઞાન.

**ગતાનુગતિક,** વિ૦ [ સં. ] પુંઠે જનાર; ચીલે ચીલે ચાલનાર; પરંપરાને અનુસરનાર.

**ગતિ,** સ્ત્રી૦ [ સં. ] અવસ્થા; દશા; હાલત. (૨) બળ; શક્તિ. :–બાળકની શું ગતિ ? (૩) મતિ; બુદ્ધિ; સમજણ: (૪) ચાલ; ગમન; વેગ. :– અશ્વગતિ. (૫) મરણાંતર અવસ્થા; મુક્તિ; મોક્ષ.:– મુઆ પછી શી ગતિ થશે. ન૦ ગતિનું જોર; કાળબળ.

**ગતિભંગ,** વિ૦ શક્તિહીણુ; કાર્ય કરવાની શક્તિનો નાશ થયો હોય એવું; લંગડું; જેનાથી હીલચાલ થઇ શકે એમ ન હોય એવું.

**ગતિમંત,** વિ૦ ગતિવાળું; ગતિમાં હોય એવું; હાલીચાલી શકતું.

**ગતિમાન,** વિ૦ [સં.] ગતિવાળું; ગતિમાં હોય એવું.

**ગતિમાર્ગ,** પું૦ [સં.] ગ્રહાદિને ફરવાની કક્ષા.

**ગતિયું,** વિ૦ ગતે ગયેલું; સદ્ગત; (અવગતિયું= નહિ પણ ગતે ગયેલું, એ શબ્દના જેટલો આ શબ્દ વપરાતો નથી.) ગત રમી જાય એવું; યુક્તિથી કામ કાઢી લે એવું.

**ગતેઘાલવું,** ક્રિ૦ સ૦ ઠેકાણે પાડવું; દાટી કે બાળી દેવું; વ્યવસ્થા કરી નાંખવી; ઉત્તર ક્રિયા કરી દેવી.

**ગદ,** સ્ત્રી૦ રમતમાં હાર થવી તે; હાર. (૨) રોગ; પીડા; દુઃખ.

**ગદકું,** ન૦ મિષ; બહાનું.

**ગદગદ,** અ૦ ગદ્ગદ થઇ ગયેલું હોય તેમ; કંઠ ભરાઈ ગયેલો હોય તેમ.

**ગદગદિયાં,** ન૦ ખૂબ મોજમઝા ને ખાનપાનની રેલછેલ હોવી તે; ગદબદિયાં એમ પણ બોલાય છે. :– ઘીકેળાં.

**ગદગદું,** વિ૦ અંદરથી અડધું કાચુંપોચું; પાણી પોચું; ઢીલું: પલળીને નરમ થયેલું. (૨) કહોયેલું.

**ગદડવું,** ક્રિ૦ સ૦ પગવતે દાબવું; છુટું પડે નહિ અને વાંક આવે એવું થાય તેમ ખુંદવું; દાબવું; મસળવું અથવા કચરવું; ચોળી નાંખવું. ( સુરત તરફ આમ પણ અમદાવાદ તરફ છુંદવું એટલે ધારવાળા હથિયારથી રજરજ જેટલા કકડા કરવા ) રગડવું; હેરાન કરવું; દુઃખ દેવું.

**ગદબદ,** વિ૦ ખદબદ; જેમાં ઉપરાઉપરી કીડા હાલ્યા કરતા હોય એવું.

**ગદબદિયાં,** ન૦ નાણાંની અને ખાનપાનની રેલછેલ હોવી તે; પૈસા ટકાની પુરતી; આર્થિક લાભવાળી સુસ્થિતિ; ઘીકેળાં.

**ગદલું,** વિ૦ ગંદું; મેલું; અસ્વચ્છ. [ गोम्+दल्= ભાગવું ) ગાયોથી વટાયેલું; ગંદું કરાયેલું હોય એવું; ગમાણિયું.

**ગદવું,** ક્રિ૦ અ૦ દઢ ઉભા રહેવું. (૨) ખુંદવું; ધૂળમાં મળી જવું. (૩) દોડવું.

**ગદા,** સ્ત્રી૦ [ સં. ] લોખંડના ગોખરુદાર ગટ્ટા વાળી ટુંકી લાકડી; મોટું ચોસલું; શિલા; લડાઇનું એક હથિયાર.

**ગદાધર,** વિ૦ [ સં. ] ગદા નામના આયુધને ધારણ કરનાર; વિષ્ણુભગવાન.

**ગદાયુદ્ધ,** ન૦ [ સં. ] એકલી ગદાઓથીજ યુદ્ધ કરવાની જે રીત છે તે; એ જણ વચ્ચે ગદાઓથી યુદ્ધ કરવામાં આવે તે.

મહાભારતમાં છેલ્લે દુર્યોધન અને ભીમ વચ્ચે જે યુદ્ધ થયું હતું તે.

**ગદ્દારવું,** ક્રિ૦ સ૦ સ્થિર રાખવું; ટેકો આપવો.

**ગદ્દાવવું,** ક્રિ૦ સ૦ થકવવું; દડ–રેતમાં દોડાવવું અને તેમ કરીને થકવવું; ફેરાઆંટા ખવડાવવા.

**ગદ્દિયાણી,** સ્ત્રી૦ પીળાં ફૂલનો એક છોડ; કાંસકી.

**ગદ્દિયાણો,** પું૦ અડધા તોલા ભારનું એક વજન; સોળ વાલ ભારનું વજન (સોનાનું).

**ગદેલું,** ન૦ ખૂબ રૂ ભરેલું હોય એવું એકલિયું ગાદલું; મશરૂવાળી પોચી તળાઈ; રૂ ભરેલી જાડી ગાદી.

**ગદ્ગદ,** વિ૦ શોક, દુઃખ, હર્ષ કે પ્રેમ વગેરેથી ભરાઇ ગયેલા કંઠવાળું; ઢીલું; પોચું.

**ગદ્ધાઈ,** સ્ત્રી૦ ગદ્ધાપણું; મૂર્ખાઇ.

**ગદ્ધામસ્તી,** સ્ત્રી૦ ઘણી ધાંધલ થાય એવી મસ્તી કરવી તે. મૂર્ખાઇ ભર્યું તોફાન; ગદ્ધા પાટુ; લાતો નાંખવી મારવી અને તોફાન કરવું તે.

**ગદ્ધાપચીસી,** સ્ત્રી૦ મનુષ્યનાં પહેલાં પચીસ વર્ષનો કાળ, કે જેમાં પુખ્ત વિચાર થયેલા હોતા નથી અને મૂર્ખાઇ તથા ઉદ્ધતાઇ ભરેલાં કાર્ય બહુ થાય છે તે કાળ.

**ગદ્ધાવૈતરું,** ન૦ ગધેડા જેવું અણસમજનું ખોટું વૈતરું કરવું તે.

**ગદ્ધી,** સ્ત્રી૦ ગધેડી; ગધેડાની માદા.

**ગદ્ધૈયું,** ન૦ જાડી અને બેડોળ વસ્તુ; જુના વખતનો એક જાડો સિક્કો. (૨) એક જાતનું જીવડું. (દાણામાં થાય છે તે)

**ગદ્ધો,** પું૦ ગધેડો; ખર. (૨) વિ૦ મૂર્ખ; બેવકૂફ.

**ગદ્ય,** ન૦ [સં.] સાદું લખાણ; ગવાય નહિ એવું, તેમજ કવિતાના નિયમોના બંધારણ વગરનું લખાણ.

**ગદ્યપદ્ય,** ન૦ સાદું તેમજ કવિતાબદ્ધ લખાણ.

**ગદ્યાત્મક,** વિ૦ જેમાં ગદ્ય અને પદ્ય બેઉ હોય એવું; સાદા લખાણવાળું.

**ગધેડી,** સ્ત્રી૦ ગધેડાની માદા; ગદ્ધી; ગર્દભી.

**ગધેડું,** ન૦ રાસભ; ખર.

**ગધેડો,** પું૦ ગર્દભ; ગદ્ધો; રાસભ. (૨) મૂર્ખ; અણસમજુ; વૈતરું કરી જાણે એવો માણસ. ક્રિ૦ પ્ર૦ ગધેડાબનવું=મૂર્ખ ગણાવું. કહે૦ ગધેડાના પાછલા પગ જેવો. ગધેડાનો વિવાહ ને પાટુએ રળિયાત. ગધેડી ગંગામાં નહાય તોય ગાય ન થાય. ગધેડી ફુલેકે ચઢી. ગધેડે ચઢીને ઘેર ઉતરવું. ગધેડાવૈતરું કરવું. ગધેડાનું પુંછડું પકડી રાખવું. ગધેડે ગવાવું. ગધેડાને ડફણાં ને તેજીને ઇસારો. ગધેડા ઉપર અંબાડી. ગધેડાની જોડે ઘોડું બાંધે તો આખરે ભુંકવા શીખે. ગધેડાને લિંડે પાપડ ન થાય. ગધેડાને તાવ આવે એવું. ગધેડાને માથે શિંગડાં.

**ગધેવાન,** વિ૦ ગધેડાં હાંકનાર. (૨) ગમાર.

**ગનીમત,** સ્ત્રી૦ [ फा. ] સંતોષસૂચક ઉદ્ગાર; બસ; ઘણુંએ; જોઇએ એટલું હોવું તે; ઇશ્વિર કૃપા; સુભાગ્ય;

**ગનીમ,** પું૦ [ अ. ] મુસલમાન; મોગલ. (૨) દુશ્મન; શત્રુ.

**ગનેસને,** અ૦ સણસણાટે; કાનોકાન; ગણસારે.

**ગંદકી,** સ્ત્રી૦ ગંદવાડ; કચરો પુંજો અને વાસ મારે એવી ખરાબ વસ્તુઓ પડેલી હોય એવી હાલત; કાદવ કીચડવાળી જગા.

**ગંદવાડ,** સ્ત્રી૦ ગંદકી; અસ્વચ્છ જગા. (૨) અસ્વચ્છતા; ગંદું એવું જે તે. અહિં તહિં પડેલો જે કચરો પુંજો તે; ગંદવાડો.

**ગંદું,** વિ૦ અસ્વચ્છ; ગંધવાળું; મેલું; કસોજું; ગોબું.

**ગંધ,** સ્ત્રી૦ [ सं. ] વાસ; બો; સોડમ. સારી તેમજ નઠારી બન્ને વાસને માટે વપરાય, તોપણ નઠારી વાસને માટે ખાસ વપરાય છે. સુ અને દુઃ થી તેના સારા ખોટા અર્થ દેખાડાય છે. (૨) તિલક; ટીલું; ચાંલ્લો; ચંદન.

**ગંધક,** પું૦ પીળા રંગની અત્યંત બરડ અને ગરમીથી ઓગળી જઇ બળે એવી એક ધાતુ. તેની જ્વાળા આસમાની અને વાસ આકરી હોય છે.

**ગંધધાણુ,** સ્ત્રી૦ નઠારા વાસનું ચારે બાજુ ફેલાવું તે.

**ગંધપુષ્પ,** ન૦ ઘસેલું ચંદન અને ફૂલ.

**ગંધમાદન,** પું૦ [સં.] હિમાલયમાં આવેલો એક પૌરાણિક ક્રીડાપર્વત.

**ગંધરપ,** પું૦ ગંધક. (૨) [સં. गंधर्व.] ગવૈયાની એક જાત. તે જનોઇ પહેરે છે.

**ગંધરાજ,** પું૦ એક જાતનું ફૂલઝાડ. (૨) સુખડ; ચંદન.

**ગંધર્વ,** પું૦ [સં.] અર્ધદેવની નૃત્ય અને ગાન કરનારી એક જાત. સ્વર્ગનો ગવૈયો.

**ગંધર્વનગર,** ન૦ [સં.] આકાશમાં ઘડીમાં દેખાય અને ઘડીમાં અદૃશ્ય થાય, વળી પાછું બીજે ઠેકાણે દેખાય અને જતું રહે, એવું જે એક કલ્પિત નગર તે. જાડી પાતળી હવાની લહરીઓ ઉપર સૂર્ય કિરણના આડાતેડા પ્રસરણને લીધે કોઇ કોઇ વાર પૃથ્વી ઉપરના ચિતારો ઉલટાસુલટા આકાશમાં પ્રતિબિંબ રૂપે દેખાય છે અને તેથી મેઘધનુષની માફક કોઇ કોઇ વાર આકાશફલક ઉપર નગર અને વાડીઓ વગેરે હોય એવું દેખાય છે, એ છાયાના જે ખાલી દેખાવો તે ગંધર્વનગર કહેવાય છે. મૃગજળ જેવું.

**ગંધર્વલગ્ન,** ન૦ ગંધર્વવિવાહ.

**ગંધર્વવિવાહ,** પું૦ [સં.] પ્રીતિલગ્ન; વર કન્યા અન્યોન્યમાં સમજી પરણી લે છે તે. શાસ્ત્રમાં આઠ જાતના વિવાહો કહેલા છે તેમાંનો એક લગ્નપ્રકાર. શકુન્તલા અને દુષ્યંતનો વિવાહ ગંધર્વવિવાહ હતો.

**ગંધર્વવેદ,** પું૦ [સં.] ગંધર્વોનો જે વેદ તે; ગાયનશાસ્ત્ર; ગવૈયાઓની વિદ્યાનું શાસ્ત્ર તે. ગાવા અને બજાવવાની કળાનું જે શાસ્ત્ર તે.

**ગંધવતી,** વિ૦ ન૦ [સં.] ગંધવાળી; જેમાં ગંધ એવો ગુણ હોય એવી—પૃથ્વી.

**ગંધવહ,** પું૦ [गन्ध + वह्=વહેવું] ગંધને વહી જનાર તે; વાયુ; પવન.

**ગંધવા,** પું૦ વ્યક્તિની વાસ આવે એટલી સમીપતા તે; નજીકપણું; સહવાસ; સોબત; સંગ; સાથે રહેવાપણું. ઉ૦ વહુ વરસાદ ને ધુમાડો, એ ત્રણનો ગંધવા ગમે નહિ ને તે ત્રણ વગર ચાલે નહિ.

**ગંધવાહ,** પું૦ જુ૦ ગંધવહ.

**ગંધસાર,** ન૦ સુખડ; ચંદન. [સં.] સુગંધીદાર વસ્તુ; અત્તર.

**ગંધાક્ષત,** પું૦ [સં. गंध + अक्षत] ચંદન અને અક્ષત; તિલક કરીને અક્ષત ચોઢવા તે; વરણ કરવું તે. ક્રિ૦ પ્ર૦ ગંધાક્ષત કરવા=બ્રાહ્મણોની પૂજા કરવી; વરણ કરવું.

**ગંધાતું,** વિ૦ ગંધ મારતું હોય એવું; મેલું; બદબોવાળું; દુર્ગંધયુક્ત.

**ગંધાર,** પું૦ [સં.] ગાયનના સાત સૂરમાંનો એક સૂર. (૨) મનમાંનું મનમાં ને મનમાં ન રહેતાં તેની કંઇક વાત બહાર નીકળે તે.

**ગંધાવું,** ક્રિ૦ અ૦ વાસ મારવી; બદબો નીકળવી. (૨) કહોવું; બગડવું; સડવું.

**ગંધીલું,** વિ૦ વાસ મારતું; ખરાબ.

**ગંધ્રપ,** પું૦ ગંધર્વ. (૨) ગંધક.

**ગંધિયાણું,**=જુ૦ ગાંધિયાણું.

**ગંધીલું,** વિ૦ અદેખું; ઝેરીલું. (૨) ચીકણું; ગંધતી—પવનની સાથે લડી પડે એવું; લડકણું.

**ગપ,** સ્ત્રી૦ અફવા; પાયા વિનાની લોકમાં ચાલતી વાત; ખબર; લોકવાયકા; ઉડતી વાત. (૨) જુઠાણું; વાતના ખોટા તડાકા. ક્રિ૦ પ્ર૦ ગપ મારવી=ગપ ચલાવવી; ગપેગપ સુંવાળસો.

**ગપગપ,** અ૦ ઉપરાઉપરી; ટપટપ; એક પછી એક; ડબડબ. :—ગપગપ કેવા કોળિયા ગળે ઉતારે છે.

**ગપગપગપ**, અ૦ ધીમે ધીમે કાણામાં કંઈ ધાલતાં ને કાઢતાં થતો અવાજ તે.

**ગપગોળો**, પું૦ અફવા; ગપાટો; ખોટેખોટી વાતનું ચાલવું તે.

**ગપતાળિયું**, ન૦ ડગળું; ઘા અથવા ઝટકો મારીને આખામાંથી જુદો પાડેલો કકડો; ચોસલું; ગચિયું.

**ગપતાળું**, ન૦ કાપીને કરેલો કકડો.

**ગપસપ**, સ્ત્રી૦ ગપ; ગપની સાથે 'સપ' નિરર્થક વપરાય છે.

**ગપાંશ**, પું૦ મોટી ગપ (ગપ્પાંશ) જેમાં કંઇક ગપ જેવું હોય એવી વાત તે; વાત. મન રિઝવવા કે વખત ગાળવા વાત ચલાવવી તે.

**ગપાગપ**, સ્ત્રી૦ ગપગપ; ગપાગપી. (૨) અ૦ એક પછી એક; વગર અટકે; ઉપરાઉપરી.

**ગપાગપી**, સ્ત્રી૦ ગપની પરંપરા; ઉપરાઉપરી મુક્કીઓ પડવી તે.

**ગપાટો**, પું૦ અફવા; ઉડતી વાત.

**ગપાષ્ટક**, ન૦ [ सं. + अष्टक ] ગપની પરંપરા તે; જુઠા અને ખોટા તડાકા; ગપ.

**ગપોડું**, ન૦ ગપ; અફવા. ( तिरस्कारमां )

**ગપોલિયું**, ન૦ ગપ; ગપોડું. (૨) ધીમેધીમે કાણામાં ઘાલવું તે.

**ગપ્પાં**, ન૦ આડીઅવળી આમતેમની વાતચીત કરવી તે; વાતો; સાધારણ કંઇ ખાસ વિષય ઉપરની નહિ એવી વાતો તે.

**ગપ્પાંગોષ્ઠી**, સ્ત્રી૦ વાતચીત; સાચી ને બનાવટી કહાણી કિસ્સા જેવી વાતો કરીને વખત કાઢવો તે.

**ગપ્પી**, વિ૦ ગપ મારનાર; અફવાઓ ઉડાડનારઃ–ગપ્પીને ઘેર ગપ્પી ગયા. (૨) જેનું બોલવું વારંવાર ગપ્પ જેવું થતું હોય તે (માણસ):–એતો બડો ગપ્પી છે.

**ગપ્પીદાસ**, પું૦ તડાકા ગપ મારનાર; ખોટી વાત ચલાવનાર; જેની વાત વારંવાર ગપ ઠરેલી હોય એવો માણસ.

**ગપ્પું**, ન૦ ગપ. ગપથી હલકા પ્રકારનું જુઠાણું; અફવા; ખોટી વાત. ક્રિ૦પ્ર૦ ગપ્પાં મારવાં=અર્થ વગરની વાતો કરીને વખત કાઢવો.

**ગફલત**, સ્ત્રી૦ [ अ. ] ભૂલ; ચૂક; સ્ખલન. (૨) બેપરવાઇ કે વિસ્મૃતિથી કામમાં ધ્યાન નહિ આપવું તે; અસાવધાની.

**ગફલતિયું**, વિ૦ ગફલત કરવાની આદત પડી ગયેલી હોય એવું; સ્ખલનશીલ.

**ગફલતી**, વિ૦ ગફલત કરે એવું. (૨) સ્ત્રી૦ ગફલત; સ્ખલન; ભૂલ.

**ગફલું**, જુઓ ગભરૂ.

**ગફો**, જુઓ ગુફા.

**ગફ્ફો**, પું૦ મોટો કોળિયો; બુકો. 'ગફ' એવો અવાજ થાય તેમ એકદમ મોઢું ભરવું તે.

**ગબ**, અ૦ ચટ; ઝટ; એકદમ; ઓચિંતું. –ગબ દઇને ગોદો માર્યો.

**ગબગબ**, અ૦ ઉપરાઉપરી; ટપોટપ. (૨) કાદવાલથી થતો એવો એક તરેહનો અવાજ. (૩) કોઇ વાત કરતું હોય ત્યાં વચમાં બોલવું તે.

**ગબડગંડ**, વિ૦ ઢાધારંગું; સાહસિક; ઉદ્ધત. કાન હોય એવું; ભોળિયું. ઉ૦ અંધેરી નગરી ગડબગંડ રાજા, ટકે શેર ભાજી ટકે શેર ખાજાં.

**ગબડગંદુ**, વિ૦ ઠેકઠેકાણેથી ગંદુ હોય એવું; સાબડભોથું.

**ગબડવું**, ક્રિ૦ અ૦ તળે ઉપર થતા સરવું; ઉચેથી નિચાણ તરફ ગતિ થતાં તળે ઉપર થતા જવું. (૨) આળોટવું; લેટવું; ગબડી પડવું=ગડબડી ખાઈ નીચે પડવું.

**ગબડૂડી**, જુઓ ગબરડી.

**ગબરડી**, સ્ત્રી૦ એકદમ દોડી જવું તે; દોડીને નાસી જવું તે; દોટ મૂકવી તે.

**ગભરૂ**, વિ૦ માંસથી ભરેલું અને દેખાવડું:–ગભરૂ ગાલે પડતા ખાડા. (૨) ભરેલું (પૈસા વગેરેથી) પું૦ માંસથી ભરેલો ગોરો ને રૂપાળો જુવાન.

**ગબાગબ,** અ૰ ગબ, ગબ, થાય એમ; ઉપરા ઉપરી; ટપોટપ. (૨) ધોળાધોળ.

**ગબાગબી,** સ્ત્રી૰ ધોળાધોળ; ધબાધબ. ગબ ગબ થાય એવું જે તે; મુક્કામુક્કી; ગડબડ; મારામાર; ઓલાઓલી.

**ગબાર,** સ્ત્રી૰ ખાડો. (૨) કપરોટવાળો ખાડો.

**ગબારો,** પું૰ [ सं. गर्भागार ] ઉના પવનથી ફૂલીને ઉડે એવી કાગળની કોથળી; નાનું વિમાન; હવાઇ; દારૂખાનાનું ઉંચે ઉડે એવું એક રમકડું.

**ગબી,** સ્ત્રી૰ બદી; અગલ. લખોટીઓની રમતમાં જે નાનો ખાડો કરવામાં આવે છે તે.

**ગબોગબ,** અ૰ ગબગબ; ઉપરાઉપરી; એકદમ; એક પછી એક; ઉપરાઉપરી મુક્કીનો માર પડતો હોય એમ.

**ગબોળો,** પું૰ ફજેતો; ભવાડો; ઘોંઘાટ; ગપગોળો; ખોટા ને હોહા થાય એવો ગુમાટો.

**ગબ્બ,** અ૰ ભોકાતાં નીકળતો એવો અવાજ; ગબ.

**ગબ્બર,** ન૰ [ सं गह्वर ] ખો; ખીણ; ગુફા; પર્વતમાંની ઉંડી ખીણ; પોલી કરાડ.

**ગબ્બર,** વિ૰ ભરેલું; ભરપુર; પૂર્ણ. (પૈસાથી) (૨) જબ્બર; તર; ખમી શકે એવું; પૈસાદાર; સંગીન; તાજું.

**ગબ્બી,** સ્ત્રી૰ બદી.

**ગબ્બો,** પું૰ ખાડો; ખાંચો. ગોદો; મુક્કો; ધીમકો. (૨) બુદ્ધિવિહીન કણબી; રાભો.

**ગભરાટ,** પું૰ અકળામણ; મનમાંની ગુંચવણ; દુઃખ. (૨) હાંફળાંફાંફળાં થઈ જવું તે; કંઈ સૂઝ પડે નહિ એવી સ્થિતિ. ક્રિ૰ પ્ર૰ ગભરાટ થવો=અકળાઈ જવું; ગભરાવું. ગભરાટ કરવો=ગભરાયા જેવો દેખાવ કરવો.

**ગભરામણ,** સ્ત્રી૰ અકળામણ; જીવ ગુંથાઈ જવો તે; શ્વાસ ન લેવાય અને જીવ તલપાપડ થઈ જાય એવી જે પ્રકૃતિ થવી તે; ગભરાટ; મુંઝવણ. ઉ૰ ગભરામણ મને ઘરડપણમાં થાય છે ઘણીરે. શું થશે ને શું નહિ, તેને લગતી ભારે ચિંતા થવી તે.

**ગભરાવવું,** ક્રિ૰ સ૰ ગભરાય તેમ કરવું.

**ગભરાવું,** ક્રિ૰ અ૰ રસ્તો ન સૂઝે એવી હાલતમાં આવવું; ગુંચવાવું; બહાવરા થવું; અકળાવું. (૨) દુઃખી થવું.

**ગભસ્તિ,** પું૰ [सं.] કિરણ; કર.

**ગભા,** પું૰ [सं. गर्भ] ગળફા; બળખા. (ક્ષયના)

**ગભાણ,** સ્ત્રી૰ ગમાણ; [ सं गवान्न ] ઢોરના ખીલા આગળ આડું લાકડું રાખી ચાર નાંખવાને કરેલી જગા. (૨) ન૰ગામના પાદરપરની ગોચર જમીન.

**ગભાર,** પું૰ દેવાલયની અંદરનો ભાગ; જેમાં મૂર્તિ હોય તે ભાગ; ગર્ભાગાર.

**ગમ,** સ્ત્રી૰ બાજુ; પાસુ; તરફ. (૨) મનનું વલણ; પસંદ પડવું તે. (૩) સમજણ; સૂઝ; ભાન. (૪) સાંખી રહેવું તે; ખામોશ; ગમ ખાવી, સહન કરી જવું; લોહીનો ઘુંટ ગળી જવો. (૫) [अ.] શોક; દીલગીરી; હાય; અફસોસ. (૬) આણી તરફ; ભણી:—એણીગમ જા.

**ગમગીન,** વિ૰ દીલગીર; શોકાતુર; ઉદાસ; દુઃખી; શોકમાં ડૂબેલું. ઉદાસ.

**ગમગીની,** સ્ત્રી૰ દીલગીરી; શોક; ગમ.

**ગમચાં,** ન૰ બોલતાં બોલતાં ગળી જવું તે; આનાકાની કરવી; વિચારી વિચારીને અને નામરજીથી બોલવું. ક્રિ૰ પ્ર૰ ગમચાં ખાવાં=રહીરહીને બોલવું.

**ગમત,** સ્ત્રી૰ જેમ ગમે તેમ કરવું તે; ખુશીમાં વખત કાઢવો તે.

**ગમતિયાળ,** વિ૰ ગમતી.

**ગમતી,** વિ૰ ખુશી કરે એવું; ગમ્મત કરનાર અને આપનાર; રમુજી.

**ગમતું,** વિ૰ મનને ગમે એવું; ભાવતું; પસંદ પડતું; રુચિકર; અનુકૂલ.

**ગમન,** ન૰ [ सं. ] ચાલવું તે; ચાલ; ગતિ.

**ગમનાગમન,** ન૰ [ सं. ] આવવું જવું તે. (૨) આવજા.

**ગમવું,** ક્રિ૰ અ૰ ગોઠવું; મનમાનવું; પસંદ પડવું; માફક આવવું; ચેન પડવું.

**ગમા,** પું૰ શક્તિ; તાકાત; બળ. હાલચાલની શક્તિ; :-હવે ડોસાના ગમા ભાગ્યા છે.

**ગમાણ,** સ્ત્રી૰ ઢોરને ખાવાનું ઘાસ નાંખવાની જગા; ગભાણ.

**ગમાણિયું,** ન૰ ગમાણની આડી; ઘાસ તણાઇ વેરાઇને ઢોરના પગ તળે આવે નહિ તે માટે ખીલા આગળ રખાતું આડીનું લાકડું. (૨) વિ૰ બાંધ્યું રહેતું; ફરતું અને ચરતું નહિ એવું. :-ગમાણિયા ઢોર.

**ગમાનક,** ન૰ [ सं. गवान्नक ] ગાયને ઘાલવાનું અન્ન; ગોગ્રાસ.

**ગમાર,** વિ૰ ગામડિયું; રોચું; જંગલી; મૂર્ખ; બુદ્ધિહીન; અસભ્ય; અવિવેકી.

**ગમાવવું,** જુ૰ ગુમાવવું.

**ગમી,** સ્ત્રી૰ દીલગીરી; શોક. (૨) અ૰ તરફ; ભણી; ગમ. હમેશ શોક કર્યા કરતું હોય તેવું; ગમવાળું; દીલગીર રહેતું; શોકાતુર.

**ગમેતેમ,** અ૰ જેમ ફાવે તેમ; મરજીમુજબ; ઇચ્છા પ્રમાણે. (૨) કોઈ પણ રીતે.

**ગંભાર,** જુ૰ ઘંભાર.

**ગંભીર,** વિ૰ [सं.] આશ્ચર્ય તેમજ ભય ઉપજાવે તેવું મોટું; વિશાળ; પ્રૌઢ. (૨) ઠરેલ; ભારેખમ. (માણસ ને વિચાર) (૩) ધીર; સહનશીલ (સ્વભાવ વગેરે)

**ગંભીરતા,** સ્ત્રી૰ [ सं. ] ગંભીરાઇ; ગંભીરપણું.

**ગંભીરપણું,** ન૰ ગંભીરાઇ.

**ગમ્ય,** વિ૰ [ सं. गम् ] જવાય સમજાય તેવું.:- ઇંદ્રિયગમ્ય. અગમ્ય=ન જવાય એવું.

**ગયણ,** જુ૰ ગગન

**ગયવર,** પું૰ [ सं. गजवर ] મોટો હાથી.

**ગયાજી,** સ્ત્રી૰ ગયા નામનું તીર્થસ્થળ. પટણા નજીક ગંગાના કિનારાપર આવેલું એક પવિત્ર યાત્રાનું સ્થળ; આ ઠેકાણે શ્રાદ્ધ કરવાનું મોટું માહાત્મ્ય ગણાય છે.

**ગયાવાળ,** પું૰ એ નામની બ્રાહ્મણ વાણિયાની એક નાત.

**ગર,** પું૰ [सं. गर्भ] ફળમાંનો પોચો અને પાણી ભર્યો મેદા જેવો ભાગ તે; મગજ; માવો. (૨) મનનો ભેદ; મર્મ. (૩) ઝેરી હગાર; ગલ. (૪) ક્રા૰ પ્ર૰ કરનાર.:–સોદાગર; કારીગર.

**ગરક,** વિ૰ [ अ. ] ડૂબેલું; અંદર ગયેલું. (૨) મગ્ન; લીન; અંદર રચી ગયેલું એવું. ક્રિ૰ પ્ર૰ ગરક થવું=બૂડવું; એકદમ નીચે ઉતરી પડવું.

**ગરકવું,** ક્રિ૰ અ૰ કાદવ કે પ્રવાહી વગેરેમાં ડૂબી જવું; અંદર પેસી જવું; લીન થઇ જવું.

**ગરકાવ,** વિ૰ ભરપુર; ભરેલું; ચકચુર; મશગુલ.

**ગરગડવું,** જુ૰ ગડગડવું.

**ગરગડિયું,** જુ૰ ગડગડિયું.

**ગરગડી,** સ્ત્રી૰ નાનું ફરે એવું પૈડું; ગરેડી.

**ગરગર,** અ૰ ગરવું તે; ઝીણી રજ.

**ગરચવું,** (ગળચવું) ક્રિ૰ સ૰ ઇચવું; અકરાંતિયાની માફક ખાવું.

**ગરજ,** સ્ત્રી૰ [ अ. ] કાર્યસિદ્ધિ માટે જેની અગત્ય હોય તે; આવશ્યકતા; ખપ; દરકાર. (૨) અડીવેળા; તંગી. (૧) મતલબ; સ્વાર્થ. ક્રિ૰ પ્ર૰ ગરજ સારવી=તંગી મટાડવી. કહે૰ ગરજ ગળી. ગરજે ગધેડી. ગરજે ગધેડાને બાપ કહે. ગરજ મતલબી. ગરજવાનને અક્કલ નહિ. ગરજ સરી કે વૈદ વેરી.

**ગરજણ,** સ્ત્રી૰ એક જાતનું પંખી; ગડધણ.

**ગરજના,** જુ૰ ગર્જના.

**ગરજમતલબી,** વિ૰ સ્વાર્થી.

**ગરજવું,** જુ૰ ગર્જવું.

**ગરજાઉ,** વિ૰ ગરજવાન; જેને ગરજ હોય તે. (૨) આપમતલબી; સ્વાર્થી.

**ગરજી,** વિ૰ ગરજવાન.

**ગરજીલું,** વિ૰ ગરજવાળું.

**ગરજુ,** વિ૰ ગરજવાન. કહે૰ ગરજુ ને ગધેડો બે બરાબર.

**ગરજો,** પું૦ ઉભો અને સીધો કાંટો; સાંઠો-સળિયો; ખીલો. (૨) પ્રરોહ; અંકુર. (૩) ખુંપરો.

**ગરડવું,** ક્રિ૦ અ૦ [ સં. घर्ष् ] ખેંચવું; તાણવું. (૨) ઘુંટવું. ક્રિ૦ સ૦ ગળામાંથી બોલવું; લુરકવું. ઉ૦ ગાયે ગીત ગરડી, અંગ મરડી અંગે અનંગ જગાડતી. પ્રેમા.

**ગરડશક,** (ગરડગપ) અ૦ ગરડ એવા અવાજ સાથે અંદર જતું રહેતું હોય તેમ. ગરડ ગરડ એમ થતાં થતાંમાં ઓચિંતું ગરડ દઇને અંદર જતું રહેતું હોય એમ; એક-દમ; એકાએક.

**ગરઢ,** જુ૦ ઘરઢ.

**ગરઢું,** જુ૦ વૃદ્ધ.

**ગરણી,** સ્ત્રી૦ [ સં. गल् ] ઝીણાં કાણાંવાળી વાડકી; ગળણી.

**ગરણીજી,** સ્ત્રી૦ જૈન આર્યા; જૈન સ્ત્રીસાધુડી.

**ગરણું,** ન૦ પાણી વગેરે ગાળવાનું જે સાધન તે; ગાળવાનું કપડું; ગળણું.

**ગરથ,** જુ૦ ગર્થ.

**ગરદ,** વિ૦ [फा.] સાંકડે આવી ગયેલું; ખૂબ ભર્યેલું; સંકીર્ણ.

**ગરદન,** સ્ત્રી૦ [फा.] ગળાનો પાછલો ભાગ; બોચી; ડોક. ક્રિ૦ પ્ર૦ ગરદન મારવું=જીવ લેવો; મારી નાંખવું. (૨) ઘણુંજ નુકસાન કરવું.

**ગરદી,** સ્ત્રી૦ [ फा. ] ગીરદી; ભીડ; ઠઠ; સંકીર્ણતા.

**ગરદો,** પું૦ તમાકુનાં પાદડાંનો ભુકો.

**ગરનાળ,** સ્ત્રી૦ છરાના ગોળા ભરવાની ખાંડણી જેવી તોપ.

**ગરનાળું,** ન૦ વરસાદનું પાણી જવા આવવાને માટે ઉઘાડવાસ થાય એવો જે બાંધેલો માર્ગ હોય તે; પાણી જવાનો જે સાંકડો નાનો અને બાંધેલો માર્ગ તે.

**ગરબડ,** જુ૦ ગડબડ.

**ગરબડવું,** જુ૦ ગડબડવું.

**ગરબડસડબડ,** સ્ત્રી૦ ઉંધુંચતું; ગડબડગોટો.

**ગરબડાટ,** જુ૦ ગડબડાટ.

**ગરબી,** સ્ત્રી૦ લહેકાવીને ગાવાનું પદ્ય; દેશી. (૨) સ્ત્રીઓમાં ગવાતી એક જાતની દેશી કવિતા.

**ગરબો,** પું૦ મોટી ગરબી; લહેકાવીને ગાવાનો એક રાગ; રાસડો. (૨) ગાતાં ને તાળીઓ પાડતાં દીવા કે માંડવીની આસપાસ ફરવું તે. (૩) દેવી પ્રસાદન માટે માટલીને કાણાં પડાવી નવરાત્રી દરમિયાન તેમાં ચાલુ ઘીનો દીવો રાખી રાતે તેની પાછળ ગવડાવવાનું એક વ્રત તે. ક્રિ૦ પ્ર૦ ગરબો કોરાવવો-મંડાવવો. ઉ૦ ગરબે રમવાને ગોરી નીસર્યાંરે લોલ.

**ગરભછાંટ,** સ્ત્રી૦ છરા ભરેલો દારૂનો ગોળો. આ ગોળામાં પથરા, ખીલા, છરા વગેરે ભરી દારૂ ગડએલો હોય છે. એ ગોળો ઉડીને જ્યાં પડે છે ત્યાં પાછો જોરથી ફાટે છે અને તેમાંના પેલા છરા ખીલા વગેરે ઉડી આસ-પાસ ઘણું નુકસાન કરે છે. આગલા વખતમાં ખાંડણીના આકારની તોપ મારફતે આવા ગરભછાંટના ગોળા દુશ્મનની સામે ફેંકવામાં આવતા અને તે જ્યાં જઇને ફાટતા ત્યાં ઘણું નુકસાન કરતા.

**ગરભાવો,** પું૦ ગરમી; ઉષ્ણતા; હુંફ.

**ગરભ,** જુ૦ ગર્ભ.

**ગરમ,** વિ૦ [ સં. घर्म ] ઉનું; તપેલું; ઉષ્ણ. (૨) જલદ; તીખું. (૩) જોસમાં આવેલું. ક્રિ૦ પ્ર૦ ગરમ થવું=તપી જવું; ગુસ્સે થવું.

**ગરમમસાલો,** પું૦ મરી તજ અને લવિંગ વગેરે તેજાનાનો ભુકો. એ રસોઇની કેટલીક વાનીઓમાં નાંખવાના કામમાં આવે છે.

**ગરમર,** સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ. એ અથાણાના કામમાં આવે છે.

**ગરમાઈ,** સ્ત્રી૦ ગરમી.

**ગરમાઉ,** વિ૦ ગરમ; ગરમી ઉત્પન્ન કરવાના ગુણવાળું.

**ગરમાગરમ,** વિ૦ ઉનુંઉનું; તરત ઉનું કરેલું.

**ગરમાવો,** પું૦ ગરમી.

**ગરમાળો,** પું૦ એક જાતની શિંગ; એક ઓષધિ.

**ગરમી,** સ્ત્રી૦ [ ફા. ] ઉષ્ણતા; ઉનાશ; તાપ. (૨) તિખાશ. (૩) દાહ; ધામ; બફારો. (૪) તોર; જોર. (૫) ટાંકીપરમિયાનો રોગ.

**ગરસું,** ન૦ છાછરૂં તપેલી જેવું વાસણ.

**ગરમેલ,** સ્ત્રી૦ રુંવાંટીવાળો એક જાતનો નાનો છોડ. એના મૂળનું તથા એની ઉપરના ભાગનું અથાણું થાય છે. ગરમર.

**ગરલ,** ન૦ [ સં. ] ઝેર; વિષ.

**ગરવ,** જુ૦ ગર્વ.

**ગરવું,** ક્રિ૦ અ૦ [ સં. ગૃ—ગૄ ] પડવું; ખરી પડવું; ખરવું. (૨) અંદર પેસવું. (૩) વિ૦ ગંભીર; ગૌરવવાળું. ઉ૦ ગોખે ગરવાને ચડી.

**ગરાડ,** વિ૦ મોટું. (૨) સ્ત્રી૦ ખાડો; ઢાળ; ચીલો.

**ગરાડી,** વિ૦ ઘણોજ વ્યસની; પી, પી કરનાર. (ભાંગ અફીણ ગાંજો વગેરે)

**ગરાડો,** પું૦ ઇમારતની દિવાલનો પાયો નાંખવા જે લાંબો ઉંડો ખાડો ખોદવામાં આવે છે તે.

**ગરાસ,** પું૦ [ સં. ગ્રાસ ] ગુજરાનને માટે મળેલો જમીનનો જે ઇનામી કકડો તે. મુસલમાન લેખકો કહે છે કે પહેલાં ગામમાં થતી લુંટફાટ અટકાવવા માટે ભિલ, રજપુત કે એવાજ બીજા મારફાડિયા માણસોને શાંત રાખવા ગામમાંથી જમીનનો અમુક ભાગ કાઢી આપવામાં આવતો. એ જમીન તે રખેવાળીના બદલામાં ભોગવતો ને તે ગરાસ કહેવાતી. ભાટલોકોની વહી(ચોપડા) પ્રમાણે રાજ્યકર્તાના કુટુંબીઓને ગુજરાન માટે જે જમીન આપવામાં આવતી તે; ભાયાતો વગેરે સગાંને ગુજરાન માટે મળેલી જે જમીન તે. વડોદરાના રેસિડંટ મિ. મેલવ્હીલ કહે છે કે ગરાસ શબ્દ કોળિયાના અર્થમાં વપરાય છે અને તે શબ્દ એવું બતાવે છે કે 'ગુજરાન.' તે રાજ કુટુંબના મૂળ પુરુષના વંશજોને ગુજરાનને વાસ્તે જે જમીન મળેલી હોય તેવી જમીનને માટે વપરાય છે.

**ગરાસણ–ણી,** સ્ત્રી૦ ગરાસિયાની સ્ત્રી; ગરાસિયા જાતની સ્ત્રી. ઉ૦ ક્યી વહુ તે ગામની ગરાસણીરે. સ્ત્રીગીત.

**ગરાસિયો,** પું૦ ગરાસખાનારો રજપુત; જમીનદાર; રાજવંશી ભાયાત. રજપુતોને હિસ્સે આવેલી જમીનની ઉપજ ખાનાર; બીજા લોક પાસેથી કર લેનાર તથા થોડો ઘણો અમલ ચલાવનાર રજપુત તે.

**ગરીબ,** વિ૦ [અ.] નિર્ધન; પૈસા રહિત; દીન. (૨) કંગાલ; દરિદ્રી; બાપડું; દુઃખી. (૩) ભલું; સાલસ; સહનશીલ; ઠંડા સ્વભાવનું. ગરીબગુરબાં—ગુરબાં=કંગાલમાણસો. ભિખારીઓ; દુર્બળ અને દુઃખી.

**ગરીબડું,** વિ૦ ગરીબ.

**ગરીબપરવર,** વિ૦ [ ફા. ] ગરીબની પર્વરિશ કરનાર—સંભાળ લેનાર. મોટા અમલદાર કે ગૃહસ્થને માનાર્થે આ શબ્દ લગાડાય છે.

**ગરીબાઈ,** સ્ત્રી૦ ગરીબી.

**ગરીબી,** સ્ત્રી૦ નિર્ધનપણું; કંગાલિયત; દળદર; ભલાઈ; સાલસાઈ.

**ગરિષ્ઠ,** વિ૦ [ સં. ] ભારે; ઝટ ન પચી શકે એવું; સંગીન.

**ગરુ,** જુ૦ ગુરુ.

**ગરુડ,** પું૦ [ સં. ] એક અતિ મોટું ને જબરું માંસાહારી પંખી. પંખીઓમાં એ સૌથી મોટો અને જોરાવર હોવાથી પક્ષીઓનો રાજા કહેવાય છે.

**ગરુડપુરાણ,** ન૦ [ સં. ] અઢાર પુરાણોમાંનું એક પુરાણ. આ પુરાણ મુએલા માણસની પાછળ વંચાવવામાં આવે છે.

**ગરુડગામી,** વિ૦ [ सं. गामी=જનાર ] ગરુડ ઉપર બેસીને જનાર; વિષ્ણુ.
**ગરુડધ્વજ,** વિ૦ જેની ધ્વજામાં ગરુડનું ચિહ્ન હોય તે.
**ગરુડો,** (ગરોડો) પું૦ ઢેડનો ગુરુ; અંત્યજ ગોર.
**ગરુર,** વિ૦ મગરૂર; અહંકારી; મિજાજી.
**ગરુરી,** સ્ત્રી૦ [ अ. ] ગર્વ; અહંકાર; મગરૂરી; પતરાજ; ગુમાન.
**ગરુવું,** જુઓ૦ ગરવું.
**ગરો,** પું૦ ગરોડો; ઢેડનો ગોર.
**ગરોડો,** પું૦ જુઓ૦ ગરો.
**ગરોદર,** વિ૦ [ म. ] ભારેવાઈ; ગર્ભવંતી; દહાડાવાળી; હમેલદાર.
**ગરોળી,** સ્ત્રી૦ [ सं. गृहालिका. दे. घरोली ] મગધરની જાતનું બિલ્લસ જેવડું કે તેથી સહેજ નાનું ઘરની દિવાલો ઉપર ફરતું પ્રાણી; ઘરોળી.
**ગર્ક,** જુઓ૦ ગરક.
**ગર્ગ,** પું૦ વૃષ્ણિકુળના ગુરુ. શ્રીકૃષ્ણને ચૂડાદિ સંસ્કાર કરાવનાર બ્રાહ્મણ. એમણે એક ગર્ગસંહિતા નામે પુસ્તક રચેલું છે.
**ગર્જન,** ન૦ [ सं. गर्ज् ] ગરજવું તે.
**ગર્જના,** સ્ત્રી૦ [ सं. गर्ज् ] વરસાદનું ગાજવું તે. (૨) સિંહનું તડુકવું તે. રૂ૦ પ્ર૦ સિંહ ગર્જના=મોટેથી તાડુકો કરવો તે; તાડુકો; મોટેથી હા ના કહેવી કે ઠપકો દેવો તે.
**ગર્જિત,** વિ૦ [ सं. ] ગાજી રહેલું; ગર્જના કરતું. ઉ૦ દસે દિશા ગર્જિત થઈ રહી હતી. (૨) બોલેલું; તાડુકેલું; કહેલું.
**ગર્ત,** સ્ત્રી૦ ખાડો; ખાણ.
**ગર્થ,** પું૦ નાણું; પુંજી; માયો; પૈસો. ઉ૦ ગર્થ હતો જે ગાંઠ, મૂરખ ખોઈ બેઠો માયા. ક. દ. ડા. કહે૦ ગર્થ ગાંઠે ને વિદ્યા પાઠે.
**ગર્દ,** સ્ત્રી૦ ઝીણી ધૂળ; રજ; રેણું; છિયાંડી. ઉ૦ આ જુઓ ગર્દ ઉડે ઘણી, મહેલ થઇ ગયા મેલા.
**ગર્દભ,** પું૦ [ सं. ] ગધેડો.
**ગર્દભી,** સ્ત્રી૦ ગધેડી.
**ગર્દવ,** જુઓ૦ ગર્દભ.
**ગર્ભ,** પું૦ [सं.] સ્ત્રી પુરુષ-નરમાદાના સંયોગ-યોગથી સ્ત્રી-માદાના ઉદરમાં જે જીવ રૂપે જન્મનાર પિંડ બંધાય છે તે; ગાભ; હમેલ. (૨) ગર; અંદરનો પોચો માવો; વૃક્ષ ને ફળ માંહેલો સુકુમાર ભાગ. (૩) ક્ષેત્ર.
**ગર્ભધારણ,** ન૦ [ सं. ] ગર્ભ ધારણ કરવો તે; ગર્ભ રહેવો તે.
**ગર્ભપાત,** પું૦ [ सं. ] ગર્ભનું પડવું તે; ગર્ભ પાડવો તે.
**ગર્ભયાતના,** સ્ત્રી૦ [ सं. ] ગર્ભને જે દુઃખ સહન કરવું પડે છે તે; ગર્ભવાસનું દુઃખ.
**ગર્ભવંતી,** સ્ત્રી૦ [ सं. ] ભારેવાઇ; હમેલદાર; દહાડાવાળી.
**ગર્ભવાસ,** પું૦ [सं.] ગર્ભનું ઉદરમાં રહેવું તે.
**ગર્ભશ્રીમંત,** વિ૦ [ सं. ] જન્મથી શ્રીમંત-પૈસાદાર હોય એવું; શ્રીમંતને ઘેર જન્મેલું.
**ગર્ભસુતરં,** વિ૦ જેની અંદર સુતરના તાર હોય એવું; અર્દ્ધ હીરાગળ.
**ગર્ભસ્થાન,** ન૦ [ सं. ] ગર્ભને રહેવાનું જે સ્થાન તે; ગર્ભાશય; કૂખની અંદરનો ભાગ.
**ગર્ભસ્રાવ,** પું૦ [ सं. ] ગર્ભનું ગળવું તે.
**ગર્ભાધાન,** [ सं. आधान ] ગર્ભનું મુકાવું તે; ગર્ભસ્થાનમાં બીજનું રોપાવું તે. (૨) એ નામનો એક સંસ્કાર.
**ગર્ભાશય,** ન૦ [ सं. + आशय ] ગર્ભસ્થાન.
**ગર્ભિણી,** વિ૦ [ सं. ] ગર્ભવંતી.
**ગર્ભિત,** વિ૦ [ सं. ] જેમાં બીજી વસ્તુ ઉંડાણે રહેલી હોય એવું; જેમાં અર્થ ભાવ વગેરે રહેલું હોય એવું.
**ગર્વ,** પું૦ [सं.] અભિમાન; અહંકાર; મગરૂરી; ગુમાન, પતરાજી; માન.
**ગર્વિત,** વિ૦ [ सं. ] ગર્વવાળું.

**ગર્વિષ્ઠ,** વિ૦ [ સં. ] અહંકારી; મગરૂર; અભિમાની.
**ગર્વી,** વિ૦ અહંકારી; અભિમાની.
**ગર્હિત,** વિ૦ નિંદ્ય; હલકું.
**ગર્હ્ય,** વિ૦ [ સં. ] નિંદવા જેવું; હલકું.
**ગલ,** પું૦ માછલાં પકડવાની આંકડી.(૨)ચલમમાં બળીને કોયલો થઇ ગયેલી ગડાકુની ગડી. (૩) બિલાડી; કુવામાંથી વસ્તુ કાઢવાની અંકોડીઓનો જથ્થો (૪) સાપ; ગરોળી વગેરેની ઝેરી હગાર અથવા લાળ. (૫) લાંચ; લાલચ. (૬) ગુલબાસ.
**ગલકી,** સ્ત્રી૦ એક જાતનો શાકનો વેલો. એનાં ફળ ગલકાં કહેવાય છે.
**ગલકું,** ન૦ ગલકીનું ફળ. તુરિયાની જાતનું એક શાકફળ.
**ગલગલિયાં,** ન૦ [ સં. गल् ] ગલી; ગીલી; હાસ્ય.
**ગલગોટો,** પું૦ એક જાતનું ફૂલઝાડ.
**ગલત,** વિ૦ [અ.] પાયાવગરનું; અસત્ય; ખોટું; જુઠું; ઠામ ઠેકાણા વગરનું.
**ગલધાણી,** સ્ત્રી૦ ગોળ અને ધાણીની સુખડી; ધાણીની ગલપાપડી.
**ગલતિકા,** સ્ત્રી૦ ગળતી.
**ગલપાપડી,** સ્ત્રી૦ સુખડી; ગોળપાપડી.
**ગલબલ,** અ૦ ગળામાં બોલાતું હોય એમ.
**ગલબા,** પું૦ [ અ. घलूबा ] ફટાકા.
**ગલબું,** ન૦ ગપ; અફવા.
**ગલબો,** પું૦ અફવા.
**ગલમેંદી,** સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ; મોટી મેંદીનો છોડવો.
**ગલહુતી,** સ્ત્રી૦ ગોળ અને ઘી પાણી સાથે મેળવી તરત જન્મેલા બચ્ચાના મુખમાં મેલવાને બનાવેલું મિશ્રણ.
**ગલાલ,** ન૦ (ગુલાલ) એક જાતનું રાતું ચૂર્ણ; કેટલાંક કંદના લોટને પતંગના લાકડાંના ઉકાળામાં રંગી સૂકવી ચાળેથી ગલાલ બનેછે.
**ગલાસ,** પું૦ [ અં. Glass ] બિલોરી કાચનો પ્યાલો.
**ગલી,** સ્ત્રી૦ ધોરી રસ્તેથી જુદી પડી આડી અવળી થઇને જતી સાંકડી વાટ, શેરી તે; સાંકડી પોળ; ગલીકુંચી=આમ તેમ આડી-તેડી શેરીઓની વાટ તે. (૨) અજાણ્યા સ્પર્શથી ચામડીને થતી અસર; ચમક.
**ગલીકુંચી,** સ્ત્રી૦ આડાઅવળા અને સાંકડા ગલીઓમાંના-શેરીઓના માર્ગ તે.
**ગલીચ,** વિ૦ [ અ. ] ગંદું; મેલું; કચરાવાળું; ગંધાતું.
**ગલીચી,** સ્ત્રી૦ ગંદવાડ; ગંદકી.
**ગલીચો,** પું૦ [फा.] ગાલીચો; બુટ્ટાદાર ગુંથણીનું પથરણું.
**ગલીપચી,** સ્ત્રી૦ ગીલીગીલી.
**ગલેફ,** પું૦ [ फा. ] ગાદી તકિયા વગેરેની જે ખોલ તે; આચ્છાદન તે.
**ગલેફી,** સ્ત્રી૦ એક જાતનાં ભજિયાં.
**ગલેફું,** ન૦ ગાલની અંદરનો ભાગ તે; ગાલનો પોચો ગાભલા જેવો ભાગ.
**ગલેલી,** સ્ત્રી૦ તાડફળની અંદરનો કુમળો ગલ. એ લોકો ખાય છે.
**ગલોલ,** સ્ત્રી૦ જોતર જેવું દોરી અથવા ચામડાનું કાંકરા અથવા ગોળા ફેંકવાનું સાટ જેવું ગુંથણ તે.
**ગલોલો,** પું૦ ગોળો; ગોળમટોળ; તાજો અને ભરેલો એવો ગોળો.
**ગલ્લ,** પું૦ [ સં. ] ગાલ.
**ગલ્લકી,** સ્ત્રી૦ આધ તરફની એક નદી. એમાં શાલગ્રામ થાય છે. ગંડકી.
**ગલ્લાંતલ્લાં,** અ૦ ગાંગાંતલ્લાં.
**ગલ્લો,** પું૦ [ फा. ] વેપારીનું પરચુરણ વકરાનું નાણું રાખવાનું પાત્ર; ખજાનો. વકરાના પૈસા રાખવાની પેટી અથવા માટી કે ધાતુ આદિનું વાસણ.

**ગવન,** ન૦ [અં. Gown] સ્ત્રીઓને પહેરવાનું સુતરાઉ ઝીણું છાપેલું કપડું; છાયલ. (૨) ગમન. નર્મ.

**ગવડાવવું,** ક્રિ૦ સ૦ ગાય તેમ કરવું; ગાવાની પ્રેરણા કરવી; ગાવા લાગવું; ગાવામાં મદદ કરવી. ગાવું ને ગાવા લાગવું. (૨) લોકમાં નિંદા થાય એમ વર્તવું અથવા કરવું; નિંદા કે ચર્ચા કરાવરાવવી.

**ગવરી,** જુ૦ ગૌરી. (૨) વિ૦ ગોરી; ધોળી અને સહેજ લાલ ધાબાવાળી. :—ગવરી ગાયનાં દૂધ.

**ગવર્નર,** પું૦ [અં. Governor] એકાદ મોટા પ્રાંતનો સુબો; હાકેમ; ઇલાકાનો વડો. :—મુંબાઇનો ગવર્નર.

**ગવર્નરજનરલ,** પું૦ [અં. Governor General] આખા દેશનો હાકેમ; વડો સુબો. હિંદુસ્તાનનો ગવર્નર જનરલ વળી વાઇસરાય પણ કહેવાય છે.

**ગવલી,** પું૦ [સં. गोपाल] ગોવાળિયો; ઢોર રાખનાર અને દૂધ દહિં વેચવાનો ધંધો કરનાર. (મુંબાઇમાં વપરાય છે)

**ગવાક્ષ,** ન૦ [સં.] જાળિયું; હવા અજવાળાને માટે દિવાલમાં રાખેલી નાની જાળીદાર બારી. ઉ૦ ગવાક્ષ માર્ગે હજી તો જતી હતી, કપોતવર્ણી ધૂમવેણી ધૂપની.

**ગવાડવું,** ક્રિ૦ સ૦ કોઇ ગાય તેમ કરવું; ગવડાવવું; ગાવા લાગવું.

**ગવનીક,** ન૦ [સં. गवान्नम ગમાનક] ગૃહસ્થ ઘરમાં તૈયાર થયેલી રસોઇમાંથી ગાયને માટે જે ધાન જુદું કાઢવામાં આવે છે તે; ગોગ્રાસ.

**ગવાર,** (ગુવાર) પું૦ એક જાતના દ્વિદલ ધાન્યનો છોડ, તેની શિંગ તથા તેનાં બી. ગુવાર—ગવાર (કઠોળ) ઢોરને ખવડાવવાના કામમાં આવે છે.

**ગવારફળી,** સ્ત્રી૦ ગુવારની શિંગ.

**ગવારશિંગ,** સ્ત્રી૦ ગુવારની જે ચપટી શિંગો શાક તરીકે વપરાય છે તે.

**ગવાવું,** ક્રિ૦ અ૦ ગવાય તેમ થવું; ગાતાં ફાવવું. (૨) વગોણું થવું; નિંદાવું. ઉ૦ ઘણા દિવસની ગવાઉં છું જુઠી, તે આજ લઇએ લહાવો. દયારામ. ફજેત થવું; બેઆબરૂ થવી; ગામમાં નઠારી વાત ચાલે તેમ થવું. :—તે તો આજકાલ ગામમાં ખૂબ ગવાય છે. નર્મ.

**ગવાહી,** સ્ત્રી૦ [अ.] સાક્ષી; પુરાવો.

**ગવાળો,** પું૦ સારો નરસો તેમજ કામનો અને નકામો સરસામાનનો જથો; કપડાં તથા પરચુરણ સામાન રાખવા ભરવાનો કોથળો. :—ઘેલીનો ગવાળો; ઝોળણો.

**ગવેહ,** પું૦ ખાર; વેર; દ્વેષ.

**ગવૈયો,** પું૦ [સં. गायक] ગાયન કરનારો; ગાવા બજાવવાનો ધંધો કરનારો; ગાયક; ગંધર્વ.

**ગવ્ય,** ન૦ [સં.] ગાયનું છાણ.

**ગસગસ,** અ૦ ધસધસ.

**ગસેડવું,** જુ૦ ધસરડવું.

**ગસ્ત,** સ્ત્રી૦ [फा.] ચોકી; રખવાળી.

**ગહન,** વિ૦ [સં.] ન સમજાય ન પહોચી વળાય એવું મોટું; ઉંડું અને અઘરું હોય તે; બિયાબાન; ગંભીર.

**ગહ્વર,** ન૦ [સં.] પર્વતની અંદરની બખોલ; ગુફા; મોટો ઉંડો પહાડમાંનો ખાડો.

**ગળ,** સ્ત્રી૦ માછલાં પકડવાની આંકડી; અંકોડી; બડીશ.

**ગળકેરી,** સ્ત્રી૦ પુષ્કળ ગોળ નાંખીને બનાવેલું કેરીનું એક વાનીનું શાક; જેમાં ગળપણ નાંખેલું હોય એવું કેરીનું અથાણું.

**ગળકો,** પું૦ અમુક જાતના સ્વાદની લાલચ તે; ભાવ; રુચિ; આસ્વાદનની ઇચ્છા.

જિહ્વા સ્વાદ; જીભની લલુતા; લળકો; ખાવાનો ઉત્સાહ; ગળ્યું ખાવાનું વ્યસન.

**ગળગળવું,** ક્રિ૰ અ૰ [ સં. गद्गद् ] ગળગળું થવું; ગળગળી જવું; ગદ્‌ગદ થઈ જવું; ઢીલા થવું.

**ગળગળું,** વિ૰ નરમ; પોચું; ઢીલું; પાણી પાણી જેવું. (૨) ગરીબ; દીન; ગદ્‌ગદ.

**ગળગોટિયો,** વિ૰ ગોળ; ગોળમટોળ.

**ગળચકું,** જુ૰ ગચકડું.

**ગળચટું,** વિ૰ સહેજ ગળપણવાળું હોય એવું; મીઠું; જરા ગળ્યું.

**ગળચવાં,** જુ૰ ગળચાં; ગમચાં.

**ગળચવું,** ક્રિ૰ અ૰ ખાવું; જમવું. ( તુચ્છકારમાં ) ખૂબ ખાવું; અકરાંતિયા થઈને ખાવું; ગળા લગી પેટ ભરવું.

**ગળચવો,** પું૰ પુરુષને ગળે પહેરવાનું સોનાના તારનું ગુંથેલું એસેરું એસર્તું ઘરેણું; ગળાને આવી રહે એવો ગુંથણીનો દાગીનો.

**ગળચિયું,** ન૰ ડૂબતા માણસના ગળાનું બહાર નીકળવું ને અંદર જવું તે; ડૂબકાં ખાવાં તે. (૨) ગળચી; ગળાનો ભાગ. (૩) વિ૰ ગળા બરોબર પાણી આવે એવું. :—નદીમાં ગળચિયાં પાણી છે.

**ગળચી,** સ્ત્રી૰ ગળાનો પાછલો ભાગ; ગરદન; ડોકી; ગળું.

**ગળણી,** સ્ત્રી૰ [ સં. गल् ] પાણી દૂધ વગેરે પ્રવાહી ગળવાનું ઝીણાં કાણાંવાળું પાત્ર; ગળવાનું જે સાધન તે; ગળણું.

**ગળણું,** ( ગયણું ) ન૰ પાણી વગેરે પ્રવાહી ગળવાનું કપડું; ગાળવાનું સાધન.

**ગળત,** વિ૰ [ સં. गल् ] નાપાયાદાર; પાયા વગરનું; ખોટું; અસત્ય. (૨) ગળતું; ગળ્યા કરે એવું; ગલંત. :—ગળત કોઢ.

**ગળતકોઢ,** પું૰ [ સં. गलित+कुष्ठ ] હાથ પગનાં આંગળાં ને ખુટ વગેરે સડીસડીને ગરી પડતાં જાય એવો એક ભયંકર ચેપીરોગ; પત; શરીર અને અવયવોને સડાવી ગાળી નાખનારો કુષ્ઠરોગ.

**ગળતી,** સ્ત્રી૰ [ સં. गलंतिका ] જેમાંથી ધીરે ધીરે ઝીણી ધારે પાણી ટપક્યા કરે એવા છિદ્રવાળી ઝારી; મહાદેવ ઉપર પાણી ગળતું રાખવાનું પાત્ર.

**ગળથુથી,** સ્ત્રી૰ તરત જન્મેલા બાળકને ટોવા માટે ગોળ, ઘી અને પાણી વગેરે એકઠાં કરીને બનાવેલું પેય; ગળથુલી.

**ગળપણ,** ન૰ ગોળ ખાંડમાંનો જે મીઠો સ્વાદ ગુણ તે; મિઠાશ; ગળ્યો સ્વાદ. (૨) જેમાં મિઠાશ હોય એવી ચીજ. :—ગોળ, ખાંડ. :—જેવું ગળપણ ઘાલીએ તેવું ગળ્યું થાય.

**ગળફો,** પું૰ ખોંખારવાથી છાતી અને ગળામાંથી જે શ્લેષ્મ છુટું પડી મુખવાટે નાના લોંદા રૂપે બહાર પડે છે તે; બલગમ; બળખો.

**ગળમાણું,** ન૰ ( ગળવાણું ) ઘઉંના લોટને શેકી તેમાં ગળ્યું પાણી નાંખી ઉકાળીને બનાવેલું પેય; ગળવાણું. ઉ૰ ગળમાણું ને ગોળ, રૂડી આરોગો રસરોટલીરે, ઠાકોર મારા ઠીક. થાળ.

**ગળધરી,** સ્ત્રી૰ અજીર્ણ વિકારથી અન્નનળમાં જે ચરચરાટ—બળતરા થાય છે તે; અન્ન નળની બળતરા; પિત્ત વિકારની તિખાશની ગળામાં થતી અસર.

**ગળધાઇ,** સ્ત્રી૰ ગળધરી.

**ગળપટ્ટો,** પું૰ ગળે વિંટવાનો ઉનનો ગુંથેલો પટ્ટો; ગળે વિંટાળવાનું ગુંથેલું ગરમ કપડું.

**ગળવું,** ક્રિ૰ અ૰ [ સં. गल् ] પ્રવાહીનું કોઇ પાત્ર કે વસ્તુમાંથી છિદ્રદ્વારા બહાર નીકળવું; ચૂવું; નીતરવું; ટપકવું. :—તપેલામાંથી પાણી ગળે છે, છાપરું ગળે છે. (૨) ઢીલું થવું; પાકવું. :—આંબા ગળવા માંડ્યા છે. (૩) હવા, પાણી અથવા તાપથી એકરસ થઈ જવું; ઓગળવું; પ્રવાહી થવું. :—ચોમાસામાં મીઠું ગળે છે, પાણીમાં સાકર ગળે છે, અને

તાપમાં લોઢું ગળે છે. (૪) ખફાવું; ચઢી જવું. :—આ દાળ થોડાજ વખતમાં ગળે છે. (૫) તવાઈ જવું; ઉતરી જવું; સુકાઈ જવું. :—આ છોકરો બહુ ગળી ગયો. (૬) અંદરને અંદર વિકારનું વિખરાઇ જવું. (૭) કળવું. ક્રિ૦ સ૦ આખુંને આખું ગળે ઉતારવું. :—હું એક ગોળી ગળું છું. સાપ ઉંદરને ગળી ગયો. (૨) શુદ્ધ કરવું; મળ અથવા કચરારહિત કરવું. :—પાણી ગળવું; ગાળવું. (૩) મૌન રહેવું; ચૂપ રહેવું; ઉત્તર નહિ આપવો. :—તે વાત ગળી ગયો. રૂ૦ પ્ર૦ ગળતીગોદડીએ=પરવાર્યા પહેલાં; અધવચ.

**ગળામણ,** ન૦ ગળવાની મજુરી; ગળવાનું લવાજમ. :—ટાંકું ગળામણ આપવું પડશે. તોલે દોઢિયું ગળામણ બેસશે પણ સોનું સાફ ચોકખું થશે. (૨) ગળ્યાનો કચરો; ગળતાં જે કંઇ નીકળ્યું હોય તે.

**ગળામણી,** જુ૦ ગળામણ.

**ગળાવું,** ક્રિ૦ અ૦ ધાતુનું તાપ લાગવાથી રસરૂપ થવું; પ્રવાહી થવું. (૨) સુકાઇ જવું; ઘસાવું; ઓછું થઇ જવું. (૩) ગાળ્યું હોય અથવા ગાળી શકાય એવું થવું.

**ગળી,** સ્ત્રી૦ કંઠ; અવાજ; સૂર. :—એની ગળી બહુ સારી છે.

**ગળી,** સ્ત્રી૦ ( સં. નીલી ] એક જાતની વનસ્પતિ. એ વનસ્પતિમાંથી નીકળતું સત્ત્વ; રંગ. ગળીના નાના નાના છોડ થાય છે. તેને કાપી એક મોટા કુંડમાં બુડાડી મૂકવાથી કહોઇને તેનો રસ પાણીમાં ઉતરે છે. છોડનાં ડાંખળાં પાણીમાંથી કાઢી નાંખી રગડા જેવા પાણીને ખૂબ વલોવી ઠરવા દેતાં નીચે ઘેરા આસમાની રંગનાં ખડબાં બાઝે છે. કુંડમાંથી નીતરેલું પાણી કાઢી નાંખી રંગની ગોળીઓ વળાય છે. તે રંગાટીના કામમાં આવે છે.

**ગળિયારો,** પું૦ ગળીથી કપડાં રંગનારો.

**ગળિયું,** વિ૦ [સં. गलित] ગળી ગયેલું; ઢીલું; નિર્માલ્ય; જેના પગમાં શક્તિ ન હોય એવું; અશક્તિ સ્વભાવરૂપ થઇ જવાથી કાયર થઇ ગયેલું. :—ગળિયો બળદ.

**ગળિયેલ,** વિ૦ ગળીવાળું; ગળીના રંગનું;નીલું.

**ગળિયો,** પું૦ કાંટાનો જથો; ઉપાડો; ભારો. (૨) કચરાનો ગારનો લોચો કે પિંડ. :—કુંભારે ચાકપર ગળિયો ચઢાવ્યો. નર્મ.

**ગળું,** ન૦ [ સં. गृ, गल् ] ધડ અને મસ્તકની વચ્ચેનો અવયવ; બે ખભાની વચમાં આવેલો અને જેની ઉપર અથવા જેને આધારે મસ્તક રહેલું છે તે શરીરનો એક ભાગ; કંઠ; કોટ; ગરદન. (૨) મુખ અને નાસિકાદ્વારા અન્ન, પાણી અને પવનને શરીરની અંદર જવા આવવાનો નળ, માર્ગ; મુખની અંદરની બારીનો નળ તે. (૩) સાદ; અવાજ; સૂર. :—એનું ગળું બહુ સારું છે. ક્રિ૦ પ્ર૦ ગળું પડવું=આંચકાથી કે ખેંચાયાથી છોકરાંને થતું એક દરદ. ગળે પડવું=આળ ચઢાવવું; તહોમત મૂકવું; સામા બાઝી પડવું. કોઇ કામ કાઢી લેવાને બાઝી પડવું; બથાવી પડવું; પારકું તે પોતાનું હોવાનો દાવો કરવો. ગળે ઘાલવું=બીજાને માથે નાંખી દેવું; સોંપવું; ઓઢાડી દેવું; જવાબદારી કોઇને માથે નાંખવી. (૨) ગળામાં મારવું; ઘોચવું. ગળકટો=ગળાં કાપનાર; ઠગ; વિશ્વાસઘાતી; કસાઈ; જલાદ. ગળાંકાપુ=વિશ્વાસઘાતી. ગળું કરવું=છોકરાંના ગળામાં થયેલા દુઃખને—ગળું પડવાથી કાકડો વળી ગયો હોય તેને આંગળી નાંખી ઠીક કરવો. ગળાંફાંસુ=ખૂની; ગળે ફાંસો ભેરવી મારી નાંખે એવું. ગળે હાથ નાંખવો=આલિંગન કરવા જવું. ગળે હાથ મૂકવો=ગળાના સોગન ખાવા. ગળું પકડવું=ખાતાં—ભોગવતાં અટકાવવું. ગળે ઉત-

રવું=ઠસવું; ધ્યાનમાં આવવું; પસંદ પડવું; ખાતરી થવી. ગળે ટાંટિયા ભરવવા=સામાને બાઝી પડવું; જોખમદારી નાંખવી. ગળે ટાંટિયા આવવા=ગુંચવાઇ જવું; મુસ્કેલીમાં આવી પડવું. ગળે બંધાવું=પોતાને માથે લેવું; જોખમદારી વહોરવી. ગળામાં છભ ઘાલવી=મૌન રહેવું; બોલ બોલ નહિ કરવું: મુંગા રહેવું. ગળે વળગાડવું–કોઇની ઉપર નાંખી દેવું. ગળે જોતરૂં ઘાલવું=જોખમદારી આપવી. ગળું બેસી જવું=ગાવાથી, રોવાથી અથવા શોષથી અવાજ નહિ નીકળવો. ગળું આવી જવું=ગળામાં સોજો થઇ આવવો. ગળે નખ મારવો=ગુંગળાવીને મારી નાંખવું. ઉ૦ એને ગળે નખ મારતાં, મારા ધ્રૂજિયા હાથ, હત્યાની કરનારી હું નથી. ગળે ઝલાવું=મુસ્કેલીમાં આવી પડવું; ન ખસી જવાય એવી સ્થિતિમાં આવવું; પકડાઇ જવું. ગળે છરી મૂકવી=કોઇ માર્યું જાય તેમ કરવું; કોઇને નુકસાનમાં ઉતારવું; મુસ્કેલીમાં કે હાનિમાં ઉતારી દેવું. ગળેફાંસો આવવો=મુસ્કેલીમાં આવી પડવું. ગળું કાપવું=દગો દેવો.

**ગળેટુંપો,** પું૦ ગળેફાંસો.

**ગળેપડ,** વિ૦ ગળે પડે એવું; પૂછવા જતાં પૂછનારનેજ બાઝી પડે એવું.

**ગળેલું,** વિ૦ ગળ્યું હોય એવું; સ્વચ્છ; ચોક્ખું; જેમાંથી કચરો કાઢી નાંખ્યો હોય એવું. (૨) પાકેલું; ઢીલું થયેલું. (૩) એક રસ થયેલું; ગલિત.

**ગળો,** સ્ત્રી૦ [ સં. ગલ ] એક જાતની કડવા સ્વાદની વેલ; કડવી લતા–વનસ્પતિ. દેશી વૈદકમાં બહુજ અગત્યની વનસ્પતિ છે. એને મથી તેમાંથી ક્વિનિન જેવું કડવું સત્ત્વ કાઢવામાં આવે છે. ગળોસત્ત્વ.

**ગળ્યું,** વિ૦ જેમાં ગળપણ હોય એવું; મીઠું; મિઠાશદાર; ગોળ સાકરના જેવા સ્વાદવાળું; મધુર. :–આ કેરી બહુ ગળી છે. કહે૦ ગળ્યું ગળ્યું ખાય તે વૈદ પાસે જાય. ગળ્યું લાગ્યું આલ, અને મામાને ઘેર ચાલ.

**ગા,** સ્ત્રી૦ [ સં. गौ ] ગાય. ભરવાડ રબારી લોકો 'ગા' કહે છે.

**ગાઈ,** સ્ત્રી૦ ગાય.

**ગાઉ,** પું૦ [ સં. गव्यूति ] અમુક અંતરનું માપ; કોસ; દોઢ કે પોણા બે માઇલનું અંતર તે.

**ગાગર,** સ્ત્રી૦ [સં. गर्गरी] સાંકડા મોંનું માટી કે તાંબા પીતળનું પાણીવાસણ; ગગરાથી મોટું પાણીવાસણ; અમુક ઘાટનો ઘડો.

**ગાગરડી,** સ્ત્રી૦ નાની ગાગર. (કવિતામાં).

**ગાગરબેડિયું,** ન૦ ઉપરા ઉપરી ચઢાવેલી બે ત્રણ ગાગરોની ઉતરડ; બેડું. (૨) ઉપરા ઉપરી ચઢાવી મૂકેલી કોઇપણ વસ્તુની ઉતરડ; શિંઢી. ગાગરબેડિયાની માનતા=માતાને વધામણું દેવાની એક રીત.

**ગાગેર,** જુ૦ ગાગર.

**ગાજ,** ન૦ એક જાતનું કપડું. રેશમી અને સુતરાઉ બેઉ જાતનું. (૨) બોરિયું ઘાલવાનું કિનારીએ ઓરેલું બાકું; ગુંથીને બનાવેલું બુટનનું નાકું.

**ગાજર,** ન૦ [ સં. गर्जु ] ગુજરડા જેવું એક જાતનું શકરકંદ; રાતડિયું. કહે૦ ગાજરની પીપુડી વાગી તો વાગી નહિ તો કરડી ખાધી=સફળ થયું કિંવા નિષ્ફળ ગયું તો પણ ફાયદાકારક હોય એવા કામને માટે આ કહેવત વપરાય છે, અર્થાત્ ગાજરની પીપુડી કરી અને વાગી તો જાણે પીપુડી થઇ અને ન વાગી તો ખાવાના ઉપયોગમાં આવી, એટલે કે, એકે રીતે નકામી પડી નહિ. ગાજરિયું તાણવું અથવા ખેંચવું=મોઢું ઉનું ટીલું કરવું. તુચ્છ લાલના અર્થમાં પણ 'ગાજર' વપરાય છે. :–એમાં શું મળવાનું છે ? ગાજરં

**ગાજરિયો,** પું૦ કપાળમાં ગાજર—ગુજરડા જેવું જે ટીલું કરવામાં આવે છે તે. :—વહેવાઇને ગાજરિયો કાઢો. નર્મ.

**ગાજવીજ,** સ્ત્રી૦ [ સં. गर्ज्+विद्युत ] ગર્જના અને વીજળીઓ થવી તે; વરસાદનું ગાજવું અને વીજળીઓ થવી તે. :-આજે તો ગાજવીજ સાથે ખૂબ વરસાદ પડયો. (૨) ખૂબ ધામધૂમ કરવી તે.

**ગાજવું,** ક્રિ૦ અ૦ આકાશમાં ગડગડાટ થવો; ગર્જવું. (૨) ગર્જના થવી; તડૂકવું ( સિંહાદિકનું) (૩) મોટું નામ કરવું. (૪) અવાજ થવો; વાગવું. :-મંદિરમાં નોબત ગાજે છે. (૫) મોટેથી બોલવું; ઠપકો આપવો. :—તે તો બહુ ગાજ્યો. (૬) ધામધુમ કરવી; ફુલાવું; વૈભવ દેખાડવો. ઉ૦ વીરો ક્યારે ગાજ્યો ને ક્યારે ગડગડયો, ક્યાં વરસ્યો અસાડો મેઘ. સ્ત્રીગીત. વહાલાજી હું તો તમારા બળથી ઘણી ગાજું. (૭) તુમાખીમાં રહેવું. રૂ૦ પ્ર૦ ગાજતું વાજતું=છાનુંમાનું નહિ એવું; સશબ્દ; ગર્જના કરતું અને વાજિંત્રો વગાડતું; ચાહન; જાહેર. કહે૦ ગાજતુંવાજતું સૌ માંડવે આવશે=એની મેળે જાહેર થશે. ગાજંતા મેહ વરસે નહિ અને ભસતા કુત્તા કાટે નહિ=બોલનારો કરતો નથી, પરંતુ નહિ બોલનારો કરી બતાવે છે. ગાજે તેનું વાજે=બોલતાનાં બોર વેચાય.

**ગાઠવું,** ક્રિ૦ અ૦ ઠગાવું. ઉ૦ દમયંતી કહે ઉઠી કાં ન નાઠો, અલ્યા ગરવો થઇશું ગાઠયો. (૨) ઘસાવું; ઘસાઇ જવું.

**ગાઠું,** વિ૦ ઘસાયેલું; નબળું પડી ગયેલું. ઉ૦ રંક નાગેન્દ્રની ત્યાં ગાઠીરે. પ્રેમાનંદ. (૨) ઓછું; આછું.

**ગાઠેલું,** વિ૦ ઘસાયેલું :—ગાઠેલા પૈસા.

**ગાડદી,** પું૦ [અં. Guard] સિપાઇ; સૈનિક; કિલ્લાની રક્ષા કરનારો સૈનિક સિપાઇ; પહેરેગીર.

**ગાડર,** ન૦ [ સં. गड्डर દે. गड्डरी. ] ઘેટું; મેઢું.

**ગાડરિયું,** વિ૦ ગાડરના જેવું; ગાડર જેવા સ્વભાવનું. રૂ૦ પ્ર૦ ગાડરની માફક એક એકને પગલે વગર વિચારે ચાલ્યા જવું તે; એકકે કર્યું તેમજ બીજાએ વિચાર કર્યા વગર કરવાની રીત; એકએકની પાછળ જવું તે; અંધશ્રદ્ધાનુકરણ.

**ગાડરું,** ન૦ ગાડર; ઘેટું.

**ગાડલું,** ન૦ ગાડું. ( કાઠિયાવાડ )

**ગાડવું,** ક્રિ૦ સ૦ દાટવું; ખોદીઘાલવું; જમીનની અંદર ખાંડો કરી તેમાં મૂકવું.

**ગાડવો,** પું૦ [ સં. घट ] માટીનું નાના સાંકડા મોંનું ઘડા જેવું ગોળ વાસણ ( ઘી ભરવાનું. ) રૂ૦ પ્ર૦ ઘીનો ગાડવો=બહુજ પ્રિય. :—છોકરો મળ્યો એટલે એને તો જાણે ઘીનો ગાડવો જડ્યો. બહુ મોંઘું. ગાડવાનું ઘી=ચોકખું ગામડાનું ઘી.

**ગાડી,** સ્ત્રી૦ [ સં. गम् गंत्री દે. गड्डी ] બે અથવા ચાર પૈડાંનું પૈડાંના ગડગડવાથી જમીન ઉપર ચાલતું યાન; પૈડાંના ફરવાથી ચાલતું કોઇ પણ જાતનું નાનું અથવા મોટું યાન, ડમણી; રેંકડો; નાનું ગાડું; ચારઠ; બગી; સગરામ; વગેરે જાતજાતની ગાડીઓ થાય છે. (૨) રેલવે આગગાડી; બળદગાડી; ઘોડાગાડી; ઉંટગાડી. કહે૦ ચાલે તેને કહે ગાડી. એવી ગુજરાત ગાંડી. ગાડી દેખી પગ થાકે=સાધન હોય તો સુખાભિલાષ થાય. ગાડી વાડી ને લાડી ત્રણે છે અર્થાત્ સર્વ વૈભવ છે.

**ગાડીઘોડો,** પું૦ ગાડી અને ઘોડો; વાહનનું સાધન. :—એ હજી ગાડીઘોડો રાખતા નથી. એમને ત્યાં હજી વાહનનું સાધન નથી.

**ગાડીત,** પું૦ ગાડી હાંકનારો; ગાડીવાન.

**ગાડીવાન,** પું૦ ગાડીત; ગાડી હાંકનાર. કહે૦ ગધ્ધોને ગાડીવાન સરખા=ગાડીવાન પણ

વ્યવહાર ચલાવવો તે. (૭) મૂળ; કારણ; ઉત્પત્તિસ્થાન. ખાંડ કીડીઓનું ને માંખોનું ઘર છે. પૈસાળું લડાઇનું ઘર છે. (૮) ખાનું; અમુક મર્યાદાવાળો જે એકાદ વિભાગ તે. મંગળનું ઘર. સોગટાં અથવા પેટીનું ઘર. (૯) મનની હાલત. તે ઉદાસીના ઘરમાં છે. (૧૦) તાબો; કબજો; માલીકી. મુંબાઇમાં મારે ઘરનું ઘર છે. (૧૧) રાગ અથવા સૂરની જાત. તે બધા રાગનાં ઘર જાણે છે. (૧૨) સ્થિતિ; હાલત; શક્તિ; બલાબલ. ઘર જોઇને કામ અને વેપાર કરવાં જોઇએ. (૧૩) બચાવ; નીકળી જવાનું બારૂં. તે પોતાનું ઘર રાખીને વાત કરે છે. (૧૪) વાજાના સૂરનાં ખાનાંમાંનું અકેક. (૧૫) કોઇ વસ્તુને સગવડથી રાખવાનું ખોખા–દાબડી જેવું જે કંઇ હોય તે; મ્યાન. ચસ્માંનું ઘર; તરવારનું ઘર. (૧૬) દેશ; સ્વદેશ; જન્મભૂમિ. વિલાયત કંઇ આપણું ઘર નથી. કિ૦ પ્ર૦ ઘર અજવાળવું=કુટુંબને શોભાવવું; જેથી આખા કુટુંબની કીર્તિ થાય એવા નીકળવું. ઘરઆંગણું=નજીકનું; અતિ પરિચયવાળું; પાસેનું સ્થાન હોય એવું તે. ઘરઆંગણું= કરવું=આતુરતાથી રાહ જોવી; હમણાં આવશે ઓ આવ્યું, એમ ઇંતેજારી રાખવી અને વારંવાર ઘરમાંથી બહાર નીકળી નીકળીને માર્ગ પ્રતીક્ષા કરવી. ઉ૦ હું તો તુજ પાખે ઘરઆંગણલું કરતી હતીરે, મારી રાધા મારા લોચનનો શણગાર. દયારામ. ઘર ઉખડી જવું=મોટું નુકસાન થવું; નખોદ જવું; કુટુંબનો નાશ થવો. ઘર ઉખાડી નાંખવું=કુટુંબનો નાશ થાય એમ કરવું, મોટું નુકસાન પહોંચે એમ કરવું. ઘર ઉઘડવું=કુટુંબનો વેલો ચાલે એમ થવું; મોકળું થવું; દ્વાર મળવું. ઘર ઉઘાડું રહેવું= વંશ કુટુંબનું ચાલુ રહેવું. સ્ત્રી મળવી; પુત્ર થવો. ઘર ઉઘાડું રાખવું=પરણેલા થઇ સસ્ત્રીક રહેવું; કુટુંબ ચાલુ રહે તેમ કરવું.

ઘર ઉજાળું કરવું=ઘરને શોભાવવું; કુટુંબની કીર્તિ થાય એમ કરવું. ઘર ઉજાડવું=ઘરનું ધંધોલિયું કરવું; ઘરનો નાશ કરવો. ઘર ઉપાડી લેવું=આખા ઘરનું કામકાજ તેમજ વ્યવહારનું જોખમ માથે લેવું. ઘર ઉભું રહેવું=ઘરનો–કુટુંબનો વહેવાર ચાલુ રહેવો; ખોટ–નુકસાનમાંથી બચી જવું; સ્ત્રી મળવી. ઘર ઉભું રાખવું=ઘર–કુટુંબ ચાલુ રહે એમ કરવું; વ્યવહારને તૂટી પડતાં બચાવી લેવો. ઘર ઉંબરે=બહુજ નજીક; છેક પાસે હોય એમ; ઘર આગળજ. ઘરકરવું=કાયમના ધામા નાંખવા. રોગે તો શરીરમાં ઘર કર્યું. (૨) પરણવું; નાતરૂં કરવું; સંસાર સંબંધમાં જોડાવું. તેણે બીજું ઘર કર્યું. ગોઠવાઇ જવું–અનુકૂળ થઇ રહેવું. પગ જોડામાં ઘર કરશે એટલે દુખશે નહિ. ઘર કાણું=ઘરનું છિદ્ર; ઘરમાં એકમન નહિ હોવું તે; ફૂટ; જે ઘરમાંથી ખાનગી વાતચીત બહાર જતી હોય તે ઘર કાણું કહેવાય છે. ઘર કાણું કરવું=ઘરમાં ફૂટ પાડવી; ઘરના માણસને ફોડવું. ઘરમાં ને ઘરમાં વ્યભિચાર કરવો. ઘર કૂકડો=ઘરમાં ને ઘરમાં ભરાઇ રહેવાની આદતવાળો માણસ; બાયલો. ઘર કોચવું=ઘરની ભિંત ખણીને ખાતર પાડવું. (૨) ગોત્રગમન કરવું ઘરખુણે=ખાનગીમાં; એકાંતમાં; ખાનગી રીતે; અંદર અંદર; માંહોમાંહે. ઘરઘરનો ઉંદર=ઘરઘરની ખાનગી વાતો જાણનારો; ભોમિયો માણસ. ઘર ઘાલવું=નુકસાન કરવું; વિશ્વાસઘાત કરવો ગોત્રગમન કરવું. ઘર ચલાવવું=કરકસરથી અને વ્યાવહારિક નીતિરીતિથી સંસારનું ગાડું ગબડાવવું; નિભાવ કરવો; આજીવિકા ચલાવવી. ઘરજમાઇ=સસરાના ઘરમાં જઇ રહેલો માણસ; માથે પડેલું હોય એવું જે કંઇ તે. ઘરજમાઇ થઇ પડવું=માથે પડવું; નકામા બોજારૂપ થઇ પડવું. આ ઘડિયાળ લીધું તો ખરૂં પણ ઘરજમાઇ પડ્યું.

ઘર જવું=આજીવિકાનું સાધન જવું; સર્વસ્વ જવું: મોટી ખોટ આવવી. ઘર જોવું=સારા ખોટા કુટુંબ સંબંધી તપાસ કરવી; જડતી લેવી. ઘર તપાસવું=ઘર જોવું; બલાબલનો વિચાર કરવો; શક્તિ જોવી; પોતાની ભૂલનો વિચાર કરવો. ઘર ધોવું=ઘરનો પૈસો ઉડાવી દેવો; ઘરને પાયમાલ કરવું. ઘરનું=પોતાનું; આપ્ત; અંગત. આ તો ઘરનું માણસ છે. સંસાર-પૈસા સંબંધી=એ તો ઘરનો સુખી છે. ઘરનું ધંધોલિયું કરવું=ઘર ઉજાડવું; ઘરની પાયમાલી કરવી. ઘરનુંનાક=ઘર કે કુટુંબની શોભા ભૂષણરૂપ માણસ; કુટુંબની આબરૂ સાખ નોંખ.ઘરનો થંભ=ઘરકુટુંબનો જેની ઉપર આધાર હોય એવો માણસ. ઘરપ્રવેશ=પહેલવહેલાં ઘરમાં દાખલ થવું તે; લગ્ન થયા પછી વધૂ પહેલવહેલી સસરાના ઘરમાં આવે તે વખતે કરવાની એક રીત, ક્રિયા તે. ફોજદારી કાયદા પ્રમાણે પારકા ઘરમાં દાખલ થવાનો એક ગુનો. ઘરફાડવું=કોઇ રીતે ઘરમાં દાખલ થવું; ખાતર પાડવું; ચોરી કરવાને ઘરમાં પેસવું. ઘરફૂટવું=ઘરના કુટુંબના માણસે સામાવાળાના પક્ષમાં જતા રહેવું અને તેને ઘરની માહિતી આપવી; ઘર ફૂટયે ઘર જાય. ઘરફોડવું=ચોરી કરવાને ઘરમાં પેસવું; સામાવાળાના કુટુંબના એકાદ માણસને લાલચ આપી પોતાની તરફ લઇ તેનું જોર તોડવું. ઘર બેસવું=ખોટ આવવી; નુકસાન જવું; પાયમાલી થવી. નોકરીચાકરી જતી રહેવી; નિરુદ્યમી થઈ પડવું. ઘર ભરવું =સામાને નુકસાન કરીને પૈસોટકો માલમતા વગેરે લાવી પોતાના ઘરને સધન કરવું. છોકરાંછૈયાંથી કુટુંબનો વસ્તાર વધારવો. :-નવીએ તો ઘર ભરી નાંખ્યું. ઘર ભાગવું=કુટુંબમાં કલેશ કરાવવો; સ્ત્રી પુરુષ વચ્ચે અણબનાવ થાય એમ કરવું. પતિપત્નીમાંથી એકાદનું મરી જવું. (સ્ત્રીનું.) ઘરમાથે કરવું =ખૂબ શોધવું; આખું ઘર શોધી-તપાસી જોવું. ઘર મારવું=વિશ્વાસઘાત કરવો; ઘરમાં દાખલ થઇ તેજ ઘરમાંનું ધન હરી લેવું અથવા તે ઘરના માણસ સાથે અનીતિ કરવી. ઘર માંડવું=સ્ત્રી પુરૂષે મળીને સંસાર ચલાવવો; સ્ત્રી પુરૂષનો વ્યવહાર ચાલુ કરવો. ઘર રાખવું=પોતાનું સંભાળવું, પોતાને ગેરલાભ થાય નહિ તેમ બોલવું કે કામ કરવું. ઘર વસાવવું=ઘર લેવું; સંપાદન કરવું; ઘરને સધન કરવું. ઘરવાળી=ઘરના વડાની સ્ત્રી; ઘરધણિયાણી. ઘરવાળો=ઘરનો વડો; ધણી; પતિ. ઘર સંભાળવું=પોતાનું સાચવવું; પોતાને ગેરલાભ થાય નહિ એવી રીતે કામ કરવું. પોતાને કંઇ નુકસાન લાગે નહિ એવી ખબરદારી રાખવી. કહેવતોઃ-ઘર કહે તોડી જો અને વિવાહ કહે માંડી જો=ઘર બાંધવું તે અને વિવાહ-વરો વગેરે કરવાં તે કાર્યો એવાં છે કે જેમાં અંદાજ રહેજ નહિ. ઘરથી નીકળી વનમાં ગયા તો વનમાં લાગી લાય=કર્મ બે ડગલાં આગળનું આગળ. ઘર ગયુંને ઓસરી રહી=હાથી ગયો ને અંકુશ રહ્યું એવું. ઘર જાણે પડોસી અને કુળ જાણે વહેવાઇ=અનુભવ થયો હોય તેજ ખરી બાબત જાણે. ઘર તેવી ગોત્રજ=દેવ તેવી પૂજા. ઘર ત્યાં વર નહિ અને વર ત્યાં ઘર નહિ=અર્થાત્ દૈવની એ ખુબીજ છે કે, એક હોય ત્યાં બીજું ન હોય. :-ચંદનને પુષ્પ નહિ. ઘરધણી કહે મારે ખપે નહિ અને પડોસી કહે મારે શિર સટ્ટે=જેની સાથે કામ તેને જોઇએ નહિ તો પછી શા કામનું. ઘરધણી ફીટીને પડોસી થવું=પોતાનો ખરો હક ગુમાવી દેવો શામાટે. ઘરનાં છૈયાં ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો=ઘરનાં માણસોને સૌથી પહેલાં લાભ આપવો અને પછી ઉદાર થવું. ઘરના પીરને તેલનો મલીદો=અર્થાત્ ઘરના માણસનું

કંઇ માન નહિ. અતિ પરિચયે અનાદર. ઘરની કસર અને વહાણની સફર=લાખની પૈ જેવું, અર્થાત્ ઘરની કરકસર વધે છે. ઘરની ગત પરને કહેવી નહિ=ખાનગીમાં જે કંઈ કરતા હોઇએ તે બહાર જણાવવું નહિ, અર્થાત્ એથી ભાર ભાગી જાય છે. ઘરની ફૂટે શત્રુ ફાવે=ઘરમાં કુસંપ થાય ત્યારે દુશ્મનને ઠીક પડે, માટે ઘરમાં એકતા રાખવી અને ઘરની વાત બહાર જણાવવી નહિ, તેમ અહિત કરવું નહિ. ઘરનું ખોટું તે બહારનું ઘોડું=પોતાનું સારૂં ન લાગે—અતિપરિચયવાળું કિંમતી ન જણાય. ઘરનું ઢાંકણનાર =ઘરમાં શું છે શું થાય છે અને કેમ નીભે છે તે જો સ્ત્રી હોય તોજ કોઇના જાણવામાં આવતું નથી. (૨) સ્ત્રીથી ઘરનું સંરક્ષણ અને સંગોપન થાય છે. ઘરનો ધણી હું અને બહાર નીકળ તું=બથાવી પડવું તે; બાઝી પડવું તે. ઘરનો રોટલો બહાર ખાવો =બહાર જઇને રહેવું અને ઘરમાં ખાડો પાડવો, એવી મૂર્ખાઇને માટે આ કહેવત કહેવાય છે. ઘર પ્રમાણે બારસાખ=દેવ તેવી પૂજા, કચરાના દેવને કપાસિયાની આંખો. ઘર ફૂટ્યે ઘર જાય=જ્યારે ઘરનું માણસ ઘરની વાત કે માહિતી બીજાને આપે ત્યારેજ ઘર નાશ પામે છે, માટે કદી પણ કુટુંબદ્રોહ કરવો નહિ. ઘર ફૂટ્યું તેનું કર્મ ફૂટ્યું=જેના ઘરમાં કુસંપ દાખલ થયો તેમનું ભાગ્ય ફરી વળ્યું એમજ જાણવું. ઘરમાં એઠાં અને બારણે એઠાં=કામ મૂકીને તડાકા મારવા તે સારૂં લક્ષણ ન કહેવાય. ઘરમાં અંધારૂં અને આંગણે દીવો=બારણાં ઉઘાડાં અને ખાળે ડુચા જેવું, એટલે કે જ્યાં દીવો કરવો જોઇએ ત્યાં દીવો નહિ અને જ્યાં ન જોઇએ ત્યાં દીવો કરવો એવો અવિવેક તે. ઘરમાં ઓસડ અને આંખ જવાની =આળસાઇ-બેપરવાઇની પરિસીમા બતાવવામાં આ કહેવત કહેવાય છે. ઘરમાં ઘોડો ફેરવવો=અવિવેકની પારસીમા. આછકલાઇ એવી કે ઘરમાં પણ ઘોડે બેસીને ફરવું. ઘરમાં હનમાન હડીઓ કાઢે અને ભૂત ભુસકા મારે=ઘરમાં કંઇ સરસામાન કે આજીવિકાનું સાધન નાહ તે. ખાલીખમ એવો અર્થ આ કહેવતથી બતાવાય છે. ઘરમાં બોલે ડોકરાં અને બહાર બોલે છોકરાં=મોટાં માણસ જેવું કરે છે અને બોલે છે તેવુંજ છોકરાં શીખે છે અને બહાર જઇ તેવુંજ બોલે છે માટે મોટાં માણસોએ છોકરાં જેમ સારૂં શીખે અને બોલે એમ વર્તવું જોઇએ. ઘરમાં આડો વાંસ ફરે તો હાંલ્લુંએ નડે નહિ=એવી કંગાલિયત કે ઘરમાં અન્ન ભરવાનું કચરાનું વાસણ પણ નહિ મળે. ઘરમાં હાંલ્લાં કુસ્તી કરે અને બહાર લાલજી મનિયાર=પાસે કંઈ હોય નહિ અને બહાર મોટો દેખાવ રાખવો તે. ( મનિયાર=ઝવેરી—ઘરેણાં ગાંઠાનો વેચનાર. હાલ મનિયારનો અર્થ= ચુડગર એવો થાય છે. આગળ રત્નવલય બનાવનારાઓ મનિયાર કહેવાતા હતા તે ઉપરથી આ કહેવત ચાલેલી છે.) ઘર વંડે ત્યારે ભગતડું પેસે=જ્યારે ભક્તિનો અત્યંત છંદ લાગે ત્યારે જાણવું કે સંસારનો વહેવાર ભાગી પડશે, કારણ કે ભક્તિ વૈરાગ્ય અને સંસાર પ્રપંચ એ એક બીજાની વિરૂદ્ધનાં છે. હસવું ને લોટ ફાકવો એના જેવું. ઘર વેચીને તીરથ કરવું=એવું પુણ્ય કે ધર્મ દાન કે બ્યાપાર ન કરવો કે જેથી ઘર જતું રહે, અર્થાત્ ઘરની ખરાબી કરીને કોઇ કાર્ય કરવું જોઇએ નહિ. ઘર સુધરે તો ગામ સુધરે=વ્યક્તિનો સુધારો તે સમષ્ટિનો સુધારો—અર્થાત્ આપ ભલા તો જગ ભલા, એની માફકનો એક ઘર સુધરે તો પછી તેના શિક્ષણથી અને અનુકરણથી બીજાઓ પણ સુધરે માટે પ્રથમ

ઘર સુધારવું જોઇએ.

**ઘરઆંગણું,** ન૦ ઘર અને આંગણું તે. (૨) અ૦ ઘર અને આંગણું જેમ જુદાં કે દૂર નથી તેમ જુદું કે દૂર નહિ તેમ. (૩) વિ૦ ઘર અને આંગણા જેવું; બહુ નિકટ સંબંધનું. ક્રિ૦ પ્ર૦ ઘર આંગણું કરવું અથવા કર્યા કરવું=વારંવાર ઘરમાંથી આંગણે આવી આવીને માર્ગપ્રતીક્ષા કરવી; આતુરે મને રાહ જોયા કરવી; પ્રિયજન 'એ આવ્યું, આ આવ્યું' એવી આતુરતાથી વારંવાર તેના માર્ગ તરફ જોયા કરવું; અતિ આતુર થઇ રહેવું; અધીરાં થઇ વાટ જોવી. ઉ૦ હું તો ઘર આંગણલું કરતી વીરા વલવલુંરે.

**ઘરકરવું,** ક્રિ૦ નાતરૂં કરવું; સ્ત્રીએ પુરૂષ, અને પુરૂષે સ્ત્રી કરવી; સંસાર વિવાહ કરવો. (૨) કાયમના થવું; વાસકરવો. :–રોગે તો શરીરમાં ઘર કર્યું. (૩)અનુકૂળ થઈ રહેવું; સહન કરી રહેવું. દસ પંદર દહાડે હવે પગે જોડામાં ઘર કર્યું.

**ઘરકવું,** ક્રિ૦ સ૦ ખીજવું; મોટા ધાંટાથી ઠપકો આપવો; ઉ૦ ફુમતડું તો ઘરકે છે અને ઓઝો બેઠો ઘરકે છે.

**ઘરકામ,** ન૦ ઘરનુ જે સાધારણ કામકાજ તે. (પુંજો વાળવો, વાસણ માંજવાં, ખાવાનું કરવું વગેરે ઘરને લગતાં કામકાજ તે.) ઉ૦ ઘરકામ સૌ માથે લોને. ભા. ના.

**ઘરકિયું,** ન૦ ઘરકીને ઠપકો દેવો તે; તાડુકીને વારવું તે.

**ઘરકેળવણી,** સ્ત્રી૦ ઘરમાંથી મળતું જે શિક્ષણ તે; જે શિક્ષણ ઘરમાંથી મળે છે તે. :–જેવી ઘર કેળવણી તેવું માણસ થાય.

**ઘરખટલો,** પું૦ ઘરને લગતો જે સરસામાન વગેરે તે. (૨) સંસારનો ભાર. (૩) સ્ત્રી છોકરાં વગેરે જે સમૂહ તે. :–અમારો સાહેબ તો બધો ઘરખટલો લઇનેજ જિલ્લામાં ફરે છે. (૪) સંસાર વ્યવહારને લગતું જે કંઈ હોય તે બધું.

**ઘરખરચ,** ન૦ ઘરચલાવવા માટે થતું જે ખરચ તે; ખાવાપીવા અને પહેરવા ઓઢવા પાછળ જે ખરચ થાય તે.

**ઘરખુણિયું,** વિ૦ ઘરમાં બેસી રહેનારું; ઘરારૂં; ઘેરને ઘેર રહેનારૂં; શરમાળ; ઘરકુકડું.

**ઘરખુણે,** અ૦ માંહોમાંહે; અંદરમેળે; ખાનગી રીતે; બહાર ન જણાય તેમ.

**ઘરગતુ,** વિ૦ [સં. गृह+गत] ઘરમાંનું (બહારનું નહિ તેવું.) જેની ઉત્પત્તિ, બનાવટ કે પ્રચાર ઘરમાંજ હોય એવું.:–ઘરગતુ ભાષામાં તે હમેશ વાતચીત કરે છે. ઘરમાં ચાલતું; સાધારણ; અકૃત્રિમ.

**ઘરગત્થુ,** જુ૦ ઘરગતુ.

**ઘરગોડી,** સ્ત્રી૦ ઘરમાં જમતી વખતે પહેરવાનું રેશમી કપડું.

**ઘરઘરથવું,** ક્રિ૦ અ૦ 'ઘરઘર' એવો અવાજ થવો; ગળામાંથી શ્વાસ નીકળતાં અને અંદર જતાં અવાજ થવો;અંતકાળનો શ્વાસ બોલવો.

**ઘરઘરાઉ,** વિ૦ માંહોમાંહેનું; અંદર અંદરનું; ખાનગી; ઘર–ઘરનું હોય એવું; બજારમાંથી નહિ પરંતુ અડોસીપડોસી કે સગાં–સ્નેહી પાસેનું; ખાનગી; બજારનું જાહેર વેચાણમાં મુકાયેલું નહિ એવું.

**ઘરઘાલુ,** વિ૦ પોતે પોતાને નુકસાન ગેરલાભ કરે એવું; પોતેજ પોતાના ઘરની આબરૂ બગાડે એવું; ઘરમાં ને ઘરમાં ભુંડું કામ કરનાર.

**ઘરચોળું,** ન૦ [સં. गृह + चोल] સ્ત્રીઓને પહેરવાનું એક જાતનું રેશમી લુગડું; કસગર.

**ઘરજણ્યું,** વિ૦ ઘરમાં–કુટુંબમાં ઉત્પન્ન થયેલું. :–ઉ૦ આભડછેટ અંત્યજ ઘરજણી. અખો.

**ઘરજમાઇ,** પું૦ સસરાના ઘરમાં જઈ રહેલો હોય તે. ક્રિ૦ પ્ર૦ ઘરજમાઈ થઇ પડવું= માથે પડવું; બોજારૂપ થઈ પડવું.

**ઘરડ,** સ્ત્રી૦ [સં. घर्ष्] ગાડી ગાડાં વગેરેની અવરજવરને લીધે જમીનમાં પડેલી ઉંડી

વાટ; ચીલો; ગરીડો. (૨) [illegible], ધારો; ચાલુ નિયમ કે ધોરણ તે. :–ઘરડે કામ-કાજ હવે ચાલ્યાજ કરે છે. (૩) આમ-લીની સુકી છાલ.

**ઘરડપણુ,** ન૦ વૃદ્ધાવસ્થા; જરા; ઉમ્મર પહોંચવી તે. (૨) ઘરડાપો; મોટાઇ; ઘરડાની માફક વર્તવું કે બોલવું ચાલવું તે; ડહાપણુ; ગાંભીર્ય. રૂ૦ પ્ર૦ ઘરડપણુનો ધા=ઉત્તરાવસ્થામાં લાગેલો ફટકો તે. (૨) સુધરવાની ઝાઝી આશા ન રહે એવું જે તે. કહે૦ ઘરડપણુ અને ગાંડપણુ બરાબર. ઘરડપણુનો ગળકો.

**ઘરડવું,** ક્રિ૦ અ૦ ઘરડ ઘરડ થવું; કંઠ બોલવો; ઘરેડો ચાલવો. ક્રિ૦ સ૦ ઘસરડવું; તાણવું; ખેંચવું. ઉ૦ ઘણી રીસ ઘરડીને. શામળ. (ઘવડવું.) ઘરડ ઘરડ થાય એમ ઘસવું; ખણવું; જોરથી વલુરવું.

**ઘરડાપો,** પું૦ ઘરડા માણસમાં જે ઘરડપણુને યોગ્ય ડહાપણુ હોય છે તે; ઘરડાંના જેવું ડહાપણુ કરવું અથવા બતાવવું તે; ઘરડપણુ બતાવવું તે; દોઢ ડહાપણુ; સમજુકપણું. :–વહુ! તમે ઘરડાપો કરશો નહિ, હજી તમારે માથે સાસુ બેઠેલાં છે. (૨) ઘરડપણુ; ઘરડાપણુ; વૃદ્ધાવસ્થા; ઘરડપણુ આવવું તે. (આપો=પ્રત્યય છે. :–રંડાપો; બળાપો; કઢાપો; વગેરે માફક.)

**ઘરડિયું,** વિ૦ ઘરડું થયેલું; વૃદ્ધ; વડીલ; ઘરડું.

**ઘરડું,** વિ૦ [ સં. जर ठे; जरडो ] ઉમ્મરે પહોંચેલું; મોટી વયનું; આયુષ્યનો લગભગ એતૃતીયાંશ ભાગ પસાર કરી ગયેલું: વાળ ધોળા થઇ જવા, દાંત પડી જવા, અને ઇંદ્રિયો નરમ પડી જવી વગેરે ઘરડપણુનાં ચિહ્ન જેની ઉપર દેખાતાં હોય એવું. (૨) પુરાણું; જુનું; ઘણાં વર્ષોનું. (૩) પાકી ગયેલું; જર્જરિત; કાણુ. (૪) વડીલ; મોટું. રૂ૦ પ્ર૦ ઘરડું પાન=પાકેલું પાન; ઉત્તરાવસ્થાને પ્રાપ્ત થયેલું એવું જે તે. કહે૦ ઘરડી ઘોડી અને લાલ લગામ. ઘરડી ગાયને ટોકરો. ઘરડાં ગાડાં વાળે. ઘરડું તે ગાંડું. (૫) મુખ્ય; મોટું. :–ઘરડુંપ્રસ્તુત. ઘરડેઘેર.

**ઘરડેરું,** વિ૦ ઘરડું; વડીલ; ગુરૂજન. :–ઘરડેરાં જે કહે તે માનવું.

**ઘરણુ,** ન [ સં. ग्रहण ] સૂર્ય ચંદ્રના બિંબ ઉપર પૃથ્વીની છાયાનો જે ઓળો પડવો તે. જુ૦ ગ્રહણુ. (૨) ઘાણુ; મોટા ભારે દયોડો. (૩) અણુગમતું એવું જે કંઇ તે; આડખીલી; લફરું; હરકત; કજિયાકંકાસનું કારણુ. રૂ૦ પ્ર૦ ઘરણુઘેલું=અદપાંસળું. ક્રિ૦ પ્ર૦ ઘરણુ થવું=અડચણુ આવવી; ખટપટ થવી; પંચાતી આવી પડવી; તકરાર થવી. લફરું લાગવું. કહે૦ ઘરણુ વખતે સાપ કાઢવો=ન કરવાને વખતે કરવા જેવું કામ કાઢવું; આણીને વખતે મુસ્કેલી ઉભી કરવી; સમય વિચાર્યા વગર સમયાનુકૂલ ન હોય તેવું કામ ધતિંગ કાઢવું.

**ઘરણુઘેલું,** વિ૦ ઘેલું ગાંડું; દાધારંગું; ત્રણ પાયાનું. લોકોમાં એવી માન્યતા છે કે, ગર્ભવતી સ્ત્રી જો ગ્રહણુ જુએ તો તેનું છોકરું ગાંડા જેવું થાય.

**ઘરણી,** સ્ત્રી૦ [ સં. गृहिणी ] ઘરધણિયાણી; ગૃહિણી; ઘરુણી; સ્ત્રી. ઉ૦ પુરજોબન પચવીસ, ઘેરઘરણીસું ગમતાં. શામળ. વળી, આ કન્યા મોટા ઘરનીરે, કરો ઘરણી કાન કુંવરનીરે. બ્રહ્માનંદ. ઘરનું કામકાજ ઉપાડી લેનાર વહુ. અ–ઘરણી=નહિ ઘરધણિયાણી પરંતુ ઘરની માતા તે.

**ઘરધન,** સ્ત્રી૦ [ સં. गृध्र ] ગરધન; સમળી કરતાં મોટું મડદાં ને લાસોનું માંસ ખાનારું એક પંખી; ગૃધ્ર. આ પંખી બહુ ભુખાળવું હોય છે. દેખાવે કાળું લુંખરું લાંબી ગરદનવાળું ને બહુ ઉંચે લગી ઉડે છે.

**ઘરધણી,** પું૦ ઘરનો માલીક; ઘર ચલાવનાર

મુખ્ય પુરુષ. (૨) પતિ; વર; સ્વામી. (૩) માલીક; સ્વામી; શેઠ. કહે૦ ઘરધણી ફીટીને પડોસી કોણ થાય.

**ઘરધણિયાણી,** સ્ત્રી૦ ઘરની મુખ્ય સ્ત્રી. (૨) પત્ની; વહુ; સ્ત્રી. (૩) માલીક સ્ત્રી; શેઠાણી.

**ઘરધંધો,** પું૦ ઘરને લગતું પરચુરણ કામકાજ તે.

**ઘરધાવડું,** વિ૦ ઘરને ધાવીને રહેનારું; અર્થાત્ વડીલોએ મૂકેલી મીલકત ઉપર જીવનારું; ઘરમાં જે હોય તે ઉપર આજીવિકા ચલાવનાર. (૨) નિરુદ્યમી; બેકાર; ઘર સાચવીને બેસી રહેનાર.

**ઘરનાળું,** ન૦ પાણી ગળાઇને જવા માટે બાંધેલું નાળું; પાણી જવાનું દ્વાર; નાકું; ગરનાળું.

**ઘરપ્રવેશ,** પું૦ [ સં. गृहप्रवेश ] ઘરમાં પેસવું તે. (૨) નવા ઘરમાં જઇને રહેતાં કરવાનો વિધિ તે; વાસ્તુ. (૩) ઘરમાં પહેલ વહેલાં રહેવા જવું તે. પરણીને આવેલી વહુનું ઘરમાં દાખલ થવું તે. (૪) વગર રજાએ પારકા ઘરમાં દાખલ કરવાનો જે ગુનો તે.

**ઘરફોડ,** વિ૦ ઘરફોડીને ચોરીઓ કરનાર; ઘરફાડી-ફોડી નાંખનાર. ( ચોર ) ખાતર પાડનાર.

**ઘરબાર,** ન૦ ગૃહસ્થાશ્રમી જીવનનાં તમામ સાધન તે. ઘર, સ્ત્રી, છોકરાં, માલમીલકત, અને રાચરચીલું વગેરે સૌ વાનાં; ઘર અને ઘરને લગતું જે બધું તે; ગૃહસ્થાશ્રમનો સંભાર. (૨) સ્ત્રી, કુટુંબ. (૩) સ્થિર ગૃહસ્થજીવન તે; ભટકતી એકલવાઇ સ્થિતિ નહિ તે; કુટુંબકબીલાવાળી સ્થિતિ તે.

**ઘરબારી,** વિ૦ સંસારી; ગૃહસ્થાશ્રમી; કુટુંબી; પરણેલો કુંવારો કે રઝળતો નહિ તે.

**ઘરબોળુ,** વિ૦ ઘર-કુટુંબને બોળી નાંખનાર; ઘરબારને પાયમાલ કરે એવું; કુટુંબની રાહરસમે નહિ ચાલતાં તેને હીણું લગાડે એવું; અકર્મી.

**ઘરભેદુ,** વિ૦ ઘરનો ભેદ જાણનાર.

**ઘરમેળ,** પું૦ ઘરમાં સૌનો સારા સ્નેહવાળો મેળાપ, એકતા, કુસંપ કે મતભેદ નહિ તે; કુટુંબની જે સુસ્વરતા તે; ગૃહૈક્ય. (૨) ઘરનું ખરચ ખુંટણ લખવાનો જે ચોપડો તે.

**ઘરમેળે,** અ૦ ઘરની અંદર મેળ મેળવી સમજાવી સમાધાન કરાતું હોય તેમ; અંદર અંદર સમજાય તેમ; જાહેરમાં કોઇ જાણે નાહ તેમ. :-તમે બે ભાઈ ઘરમેળે સમજો તો સારું. ઘરની રીતે; માંહેમાંહે. (૨) દોસ્તીની રાહે; ઘરનો-પોતાનો જાણીને. આ તો હું તને ઘરમેળે કહું છું.

**ઘરમોહ્યું,** વિ૦ ઘરમાં બેસી રહેનારું; ઘરમાં રહેવા ઉપરજ જેને પ્રીતિ હોય એવું; ઘર ઘેલું. ઉ૦ ઘરમોહ્યા કરે રણ વિષે, વદને ઉચરો વાણ. શામળ.

**ઘરરખુ,** વિ૦ પોતાનું ઘર સંભાળે એવું; ઘરનું રક્ષણ કરનારું; ઘર સંભાળવાની ખાસ વૃત્તિ સ્વભાવવાળું. :-વહુ ઘરરખી છે.

**ઘરવખુ,** વિ૦ ઘરની-કુટુંબની તરફદારી કરનારું; ઘરતરફ જેની વૃત્તિ વધારે રહેતી હોય એવા સ્વભાવનું; ઘરની તરફેણ કરનારું.

**ઘરવટ,** સ્ત્રી૦ એક ઘરને બીજા ઘર સાથે એક કુટુંબનાં હોય એવો જે પરિચય-સંબંધ તે; ગાઢા સ્નેહ ઓળખાણવાળો જે સંબંધ અને વહેવાર તે; ઘરપણું. (૨) ખાનગી કૌટુંબિક સંબંધ; બે ગૃહસ્થ કુટુંબીઓ વચ્ચે જે ચાલુ ગાઢો આપલેનો વહીવટ તે.

**ઘરવાખરો,** પું૦ ઘરને લગતો જે સર સામાન તે; રાચરચીલું; જે જે વસ્તુઓથી ઘરનો સંવ્યવહાર ચાલતો હોય તે તમામ વસ્તુઓ.

**ઘરવાસ,** પું૦ [ સં. गृहवास ] ઘર કરીને રહેવું તે. (૨) ગૃહસ્થાશ્રમ. ઉ૦ આ વહાલાનો અધુરો ઘરવાસરે, વહાલાજી.

**ઘરવાળું,** વિ૰ જેને ઘર હોય એવું; ગૃહસ્થાશ્રમી. ઘરવાળી=ઘરધણિયાણી; પત્ની; વહુ; સ્ત્રી. ઘરવાળો=ઘરધણી; પતિ; વર; પુરુષ.

**ઘરવેરો,** પું૰ ઘર ઉપર લેવાતો કર તે; ઘર ઉપર નંખાયેલો અંકાયેલો જે વેરો તે.

**ઘરસંસાર,** પું૰ [ सं. गृहसंसार ] ઘર અને કુટુંબ કબીલો તે; સ્ત્રી, છોકરાં, ઘર ને તે ચલાવવાને જોઇતાં સૌ સાધન વગેરે તે. (૨) ગૃહસ્થાશ્રમ.

**ઘરસંસારી,** વિ૰ [ सं. ] ગૃહસ્થાશ્રમી; જેણે પરણીને ઘરસંસાર માંડેલો હોય એવું; ત્યાગી–વૈરાગી નહિ તે. (૨) કુટુંબી; બચરવાડ.

**ઘરસાડી,** સ્ત્રી૰ સ્ત્રીઓને ઘરમાં પહેરવાનું એક લુગડું. (૨) અબોટિયું.

**ઘરસૂત્ર,** ન૰ [ सं. गृह+सूत्र ] ગૃહસ્થાશ્રમ ચલાવવાનાં સાધન; સ્ત્રી; પત્ની; વહુ. ઉ૰ કુંવર હવે મોટો થયો ને કરાવવું ઘરસૂત્ર. (૨) ઘરરૂપી જે જાળ તે; કુટુંબકબીલો વગેરે તે. ઉ૰ મરણ પામ્યાંરે પત્નીને પુત્ર, મહેતાનું ભાગ્યું ઘરસૂત્ર. પ્રેમાનંદ.

**ઘરાઉ,** વિ૰ ઘરગતુ; ઘરઘરનું; ઘરમાંનું. (૩) ખાનગી; અંદરઅંદરનું; માંહોમાંહેનું; ઘરઘરાઉ એમ કહેવાય છે.

**ઘરાક,** ન૰ [ सं. ग्राहक ] ગ્રહણ કરનાર; ખરીદનાર. (૨) ખુબી પિછાનનાર; ગુણ સમજનાર. (૨) માણનાર; ભોગવનાર.

**ઘરાકી,** સ્ત્રી૰ ઘણાં ગ્રાહક હોવાં તે; વકરો; ઉઠાવ; માગ–માગણી; ખપત; ખરીદ. (૨) ખરીદી કરવાનો જે બાંધેલો વહેવાર તે; કામકાજ કરવાનો અથવા અમુક વસ્તુ ખરીદવાનો જે એકહથ્થું હક તે. :–ઘોબીની ઘરાકી.

**ઘરાગ,** જુ૰ ઘરાક.

**ઘરાગી,** જુ૰ ઘરાકી.

**ઘરાણિયાટ,** જુ૰ ઘરેણિયાટ.

**ઘરાણિયું,** જુ૰ ઘરેણિયું.

**ઘરાણું,** જુ૰ ઘરેણું.

**ઘરાર,** અ૰ અલબત; સાતવાર.

**ઘરૂં,** ન૰ [ सं. गृह ] કોઇ વસ્તુ રાખવાનું લાકડા કે પતરા વગેરેનું જે ઘર તે. :–તખતાનું ઘરૂં–ઘર; મ્યાન. :–છરાનું ઘરૂં.

**ઘરુણી,** સ્ત્રી૰ [ सं. गृहिणी ] ગૃહિણી; સ્ત્રી; ઘરધણિયાણી; વહુ. ઘરઘરૂણીના ઘાટ ઘડાવ્યા, પહેરણ આછા જામાજી. મુનિ. લાવણ્ય.

**ઘરે,** પું૰ ગ્રહ એના ઘરે ઘેર નથી. (૨) ઘેર. :–પિજામ ઘરે ગયો. હું તેને ઘરે ગયો. હું તેને મંદિરે ગયો.

**ઘરેડ,** સ્ત્રી૰ રથ ગાડી વગેરેનાં પૈડાં ફરવાથી જમીનની અંદર લાંબી નીક જેવો જે ખણાયેલો માર્ગ પડે છે તે; ચીલો. (૨) વારંવાર દોરડાં ઘસાયાથી કુવાના મોં ઉપરના પથ્થરમાં પડેલો ખાડો; દોરડાનો કાપો; આંકો; વાટ. (૩) ઓળ; હાર; આવલી; એક એકની પુંઠે ચાલ્યા જવું તે; ઓળાઓળ; પશુનાં ટોળાંનું જવું તે. :–ઘેટાંની ઘરેડ. (૪) ખણાયેલો, પરંપરાથી પડેલો માર્ગ; પ્રણાલિકા; રાહ.

**ઘરેડી,** સ્ત્રી૰ પાણી કાઢવાનું કુવા ઉપરનું ફરતું યંત્ર; ગડગડી; કાપો. (૨) મરણ વખતના જોરથી ચાલતા શ્વાસને લીધે થતો ગળામાંનો જે અવાજ તે.

**ઘરેડો,** પું૰ ઘરડઘરડ બોલતો શ્વાસ. (૨) ચીલો.

**ઘરેણાઉ,** વિ૰ ઘરેણે આપવા લેવા જેવું.

**ઘરેણિયાટ,** વિ૰ ઘરેણે લીધેલું કે આપેલું.

**ઘરેણિયું,** વિ૰ ઘરેણે મૂકેલું કે રાખેલું; જેની ઉપર નાણાં લીધેલાં અથવા કઢાવેલાં હોય એવું; નાણાં લઇને આપેલું અથવા નાણાં દઇને લીધેલું; અવેજના સાટામાં આંટમાં મૂકેલું લીધેલું તે.

**ધરેણું,** ન૦ જેનાથી કોઇ સ્થળ વસ્તુ કે વિચાર વગેરે શોભે-સુંદર દેખાય તે; અલંકાર; ભૂષણ; દાગીનો. (૨) શોભા; શણગાર; આભૂષણ. રૂ૦ પ્ર૦ ધરેણા જેવું=શોભારૂપ; કિંમતી. ક્રિ૦ પ્ર૦ ધરેણાં-પહેરાવવાં=શણગારવું; શોભાવવું.

**ધરેણે,** અ૦ આંટમાં સાનમાં આપેલું હોય તેમ; બદલે; જમાનીમાં; આડમાં; જામીનગીરી તરીકે. ક્રિ૦ પ્ર૦ ધરેણે મૂકવું=અવેજની જામીનગીરી તરીકે આપવું. ધરેણે લેવું=અવેજ ધીરી તેની આંટમાં અવેજ લેનારની કોઇ વસ્તુ પોતાના કબજામાં રાખવી.

**ધરેબારે,** અ૦ ધર, કુટુંબ, પૈસોટકો અને આપ અખત્યાર વગેરે સૌ પ્રાપ્ત થયેલું હોય તેમ. (૨) ધરનાં કર્તાકારવતાપણાવાળું; કુટુંબી; જામેલા આપ અખત્યાર ધરવાળું. :-સંતોક ધરેબારે થઇ તે જોઇ આંખ ઠારીને ડોસો ગયો. હાથેમાથે.

**ધરોધર,** અ૦ બધે ઘેર; એક પછી એક દરેક ઘેરઘેર. ઉ૦ ફરે ધરોધર ફોક; ન માયા કોઇએ મેલી. શામળ.

**ધરોડ,** સ્ત્રી૦ ધરેડ. ઉ૦ ધરોડ છોડી જીતવા; પડયું જઇને નાળમાં. પ્રેમાનંદ.

**ધરોબો,** પું૦ પોતાના ધર જેવોજ જે સંબંધ-વ્યવહાર તે; ધરવટ; આપવું, લેવું, ખાવું પીવું અને બોલવું ચાલવું સૌ એક કુટુંબનાં હોય તેમ ચાલે એવો જે બે કુટુંબીઓ વચ્ચેનો સંબંધ તે.

**ધરોળી,** (ઘિલોડી) સ્ત્રી૦ ધરની દિવાલો ઉપર ફરનારું ભુંખરા રંગનું બિલ્લસ અથવા તેથી પણ નાનું એક પ્રાણી, ઢેડ ઘિલોડી. એના મોંની લાળ 'ગલ' બહુ ઝેરી કહેવાય છે.

**ધર્મ,** પું૦ [ સં. ] ઉકળાટ; બફારો; બેઠો તાપ લાગવો તે; ગરમી; ધામ.

**ધર્ષણ,** ન૦ [ સં. ] ધસાવું તે; ધસારો; બે વસ્તુઓનું એક બીજાની સાથે ધસડાવું તે; ધસરકો; છેક; ઉઝરડાવું તે; ઉઝરડો; આંકો; લીટો. (૨) એક બીજાની વચ્ચે સહેજ સાજ બોલાબોલી થવી તે; સરલ ચાલ્યું જાય એવું નહિ પરંતુ એક બીજાનું છોલાતું જાય એવું જે તે.

**ધલાઇજવું,** ક્રિ૦ અ૦ ધીરેલાં નાણાં પાછાં ન મળે એમ થવું; લેણું ખોટું થવું; નાણાં જતાં રહેવાં. (૨) ફસાવું; દબાવું; પાછું નીકળી ન આવે એમ જવું (નાણાંનું).

**ધલાવું,** ધાલેલું ન નીકળે એમ થવું; દબાવું; ધાલેલું અંદરને અંદર રહેવું. (૨) પહેરાવું. (૩) પરોવાવું. (૪) પેસાડી શકાવું. જુ૦ ધાલવું.

**ધલોડી,** (ઘિલોડી.) સ્ત્રી૦ ધરોળી એક જાતનું નાનું પ્રાણી. (૨) જેને ઘોલાં ઘિલોડાં-ટિંડોરાં થાય છે તે વેલીઃ-કડવી ધલોડીનું મૂળ.

**ધલોડું,** (ઘિલોડું.) ન૦ ઘોલું; ઘિલોડું; ટિંડોરું આ ફળ આંગળી જેવડાં પણ ભરેલાં અને લીલા રંગનાં થાય છે. કડવાં ધલોડાં અને મીઠાં ધલોડાં, એમ તેની બે જાત છે. મીઠાં ધલોડાં-ઘિલોડાં શાક તરીકે વપરાય છે. સંસ્કૃતમાં આને બિંબફળ કહે છે. આ ફળ પાકતાં બહુજ લાલ થાય છે. ઓઠની રતાશને એની ઉપમા આપે છે.

**ધવડવું,** ક્રિ૦ સ૦ ખણવું; ખંજવાળવું; ધસવું; નખવતે ચેળ ભાગે તેમ કરવું-ઉખાડવું. (૨) ખેંચવું; તાણવું.

**ધવાવું,** ક્રિ૦ અ૦ ધાયલ થવું; જખમી થવું; ધા પડવોઃ-તે લડાઇમાં ધણા જણ ધવાયા. મોટાં અને લાડકાં માણસો પ્રતિ સહેજસાજ છરી ચાકુ લાગતાં પણ મશ્કરીમાં 'ધવાવું' વપરાય છે.

**ધસધસ,** અ૦ ગાઢ ઉંઘમાં ચાલતા એક સરખા શ્વાસોચ્છ્વાસથી થતો એવો અવાજ;

ધસ ધસ એમ થવું તે; નિરાંતે અને વગર કાળજીએ ઉંઘવું તે. ઉ૦ રાતના ચાર પહોર ધસધસ ઉંઘ્યાં રે. સ્ત્રીગીત.

**ધસધસાટ,** અ૦ ધસધસ શ્વાસ ચાલતો હોય તેમ; લસલસાટ. :–આ રખેવાળ તો બિચારો ધસધસાટ ઉંઘે છે. (૨) નિર્ભર; નચિંત રીતે; નિરાંતે; ગાઢ ઉંઘે. :–હું તો સુતો કે તરત ધસધસાટ ઉંઘી ગયો.

**ધસડવું,** ક્રિ૦ સ૦ ધસાતું જાય એવી રીતે ખેંચવું; તાણવું; ધસરડવું. (૨) પ્રાણીને તેની મરજી વિરુદ્ધ ને પદાર્થને એમને એમ ખેંચીને જોરથી તાણવો; ઢસરડવું. (૩) જેમતેમ કરી ઉતાવળા ઉતાવળા લખી કાઢવું. :–અરજી ધસડી નાંખી.

**ધસડાવું,** ક્રિ૦ અ૦ ખેંચાવું; પાછળ તણાવું. (૨) જોરથી જમીન સાથે ધસાતું ખેંચાવું.

**ધસનાર,** વિ૦ ધસવાનું કામ કરનાર; ધસાય એમ કરનાર. (૨) સાફ કરનાર; માંજનાર; ઉતારનાર; પહેલ પાડનાર. :–હીરા ધસનાર. ( ખરાદી, કંસારા વગેરે )

**ધસરકો,** પું૦ કોઇપણ વસ્તુની સપાટી ઉપર જોરથી બીજી વસ્તુ ધસાયાને લીધે પડેલો લીટો કે છેકો તે; ધસારો; આંકો; ક્ષત.

**ધસરડવું,** [ સં. ઘર્ષ્ ] જમીનને ધસાતું રહે એમ ખેંચવું; તાણવું. (૨) ઉતાવળે લખવું; જેમતેમ કરી જલદી લખી નાંખવું. :–એનાં વખાણની પણ ચાર લીટી ધસરડી નાંખજો. (૩) જોરથી લઇ જવું. ક્રિ૦ પ્ર૦ કોર્ટમાં ધસરડવું=દાવો કરવો; પ્રતિવાદીને કોર્ટે ચઢાવવો. ધસરડી નાંખવું=જેમ કરવું જોઇએ તેમ કરવું નહિ પરંતુ બેદરકારીથી જેમતેમ કરી નાંખવું. કર્તવ્ય ન કરવું. :–એંશી વર્ષના બાપને ધસરડી નાંખો–તેની જેવી ઉત્તરક્રિયા કરવી જોઇએ તેવી કરી નહિ.

**ધસરડાવું,** ક્રિ૦ અ૦ તણાવું; ખેંચાવું. (૨) જમીન સાથે અડક્યા રહીને ખેંચાતા જવું; સપાટી ઉપર લોટાતાં લોટાતાં તણાવું. (૩) જોર હોય તે તરફ ખેંચાવું.

**ધસરડો,** પું૦ ઉઝરડો; ધસરકો. (૨) વેઠ.

**ધસરપસર,** અ૦ ધસડાય અને પછડાય તેમ; સારી રીતે ચાલે અને મહિંમહિંથી વળી ધસરડાય તેમ; ધીરું ઉતાવળું ચાલ્યા કરે તેમ. :–ધસરપસર ઘંટી ખેંચી. જેમતેમ. :–ધસરપસર ચાલીને જોડો ઘર લગી ચલાવ્યો. રડાકુટાએ; પરાણે; નચાલે.

**ધસવું,** ક્રિ૦ સ૦ [ સં. ઘૃષ્ ] એક વસ્તુને બીજી વસ્તુ ઉપર જોરથી દાબીને ફેરવવી; ધસાય એમ કરવું. (૨) રગડવું; ચોળવું; મસળવું. (૩) માંજવું; ઉકકવું. (૪) સાફ કરવું; ઉજાળવું. (૫) છોલવું; ઉખાડવું. (૬) ધાર ચઢાવવી; ઉતારવું; સજ્જ કરવું. (૭) જેમતેમ કરી લખી નાંખવું. (૮) ભુસી નાંખવું. રૂ૦ પ્ર૦ ધસી પીવું=અંદર અંદર સમજી જવું; માંહોમાંહે સમાધાન કરી નાંખવું. (૨) નહિ લેખવવું; નહિ ગણવું; પીજવું. ધસીને કાપવું=મૂળથી સપાટીની પાસેથી લઇને નામ નિશાન રહે નહિ તેમ કાપવું; કાઢી નાંખવું; લગારે નહિ રહેવા દેવું. ધસીને ના પાડવી=સાફ–છાતીમાં વાગે એવી રીતે ના પાડવી તે. કહે૦ ધસીને ગુમડે ચોપડે=અર્થાત્ અણીને વખતે કામ આવે નહિ ત્યારે પછી શા કામનું ?

**ધસાધસ,** સ્ત્રી૦ ધસધસ કરવું તે; ધસાઇ જાય એમ કરવું તે. (૨) સામસામે એક બીજાનું ભુંડું બોલ્યા કરવું તે; એક બીજા સામેની વિરુદ્ધતા તે.

**ધસારણ,** ન૦ ધસાવું તે; ધસારો. (૨) ધાસ; ધસતાં પડેલી રજ; અમુક વસ્તુને ધસવાથી જે કણી છોલ અથવા ભુકો વગેરે પડે તે. (૩) ધસાયાની ખોટ; તોટો; નુકસાન; ધસાયાનો બદલો; ધસામણ; ધસવાની મજુરી. (૪) ધસીને પીવાનું ઓસડ. મૂળિયાં દરડે અને ગોળી વગેરે.

**ઘસારવું,** ન૦ ઘસીને પીવાપિવડાવવાનું ઓસડ. હરડે, કરિયાતું, અને મરડાશિંગ વગેરે નાનાં બચ્ચાંને ઘસીને પાવાની વનસ્પતિ; ઘસારવાં એમ બહુવચને વપરાય છે.

**ઘસારો,** પું૦ ઘાસ; ખોટ; નુકસાન. (૨) ઘસાયાથી પડેલી જે નિશાની તે, આંકો; લીટો. (૩) ઘસાવાથી પડેલી જે ઘસાર તે; ઘાસ; ઘસાયાનો ભુકો; રજ; કચરો. (૪) ઘસાવાથી જતી જે ખોટ; નુકસાન તે; તોટો; ઘસાઇ જવું તે. યંત્ર ઓજાર વગેરેનું. ક્રિ૦ પ્ર૦ ઘસારો પડવો-લાગવો=ખાધ કે ખોટ આવવી; અમુક વસ્તુને લીધે અમુક બાબતમાં કંઇક ઘસાયાથી નુકસાન લાગવું. ઘસારો આપવો=અમુક ઘાસને લીધે જે કંઇ નુકસાન પડયું હોય તે મજરે આપવું. ઘસારો વેઠવો=થોડું ઘણું નુકસાન વેઠવું; ખરચ ખમવું.

**ઘસાવવું,** ક્રિ૦ પ્ર૦ કોઇ ઘસે એમ કરાવવું. (૨) મંજાવવું; ઉટકાવવું; ઉજળું કરાવવું. (૩) છોલાવવું; ઉખડાવવું. (૪) ધાર કઢાવવી. (૫) વધારાનું બહાર હોય તે ઓછું કરાવવું. (૬) ચોળાવવું; માલેસ કરાવવું. (૭) ભુકો પડાવવો. (૮) લેપ કરાવવો. :-ચંદન ઘસાવવું. (૯) ખણુજ ભગાવવી.

**ઘસાવું,** ક્રિ૦ અ૦ [સં. ઘર્ષ્] જોરથી લાગવું; ઘસારો પડે એમ થવું; એક વસ્તુ બીજી વસ્તુની ઉપર જોરથી ઘસડાવી. (૨) ઓછું થવું; ઘટવું; ઘસાઇને કમતી થવું. -.સુખડ ઘસાય છે કંઇ ઓરસિયો ઘસાતો નથી. (૩) કામ આવવું; શરીરથી કે પૈસાથી બીજાને સહાય થવું. :-સગું કે પડોસી હોય તે કોઇ વાર ઘસાય એમાં શું થઇ ગયું. (૪) શરીરે જીર્ણ થઇ જવું; અશક્ત થઇ જવું. :-ડોસા હવે તો બહુ ઘસાઇ ગયા. (૫) પૈસાની ભીડમાં આવવું; ખરચમાં આવવું; :-શેઠિયા પણ આવાં નઠારાં વર્ષ આવવાથી ઘસાઈ ગયા. રૂ૦ પ્ર૦ ઘસાતું બોલવું=ભુંડું બોલવું; હીણું દેખાય એવું બોલવું; બદગોઇ કરવી; વિરૂદ્ધ-હીણું બોલવું. ઉ૦ મારા મૈયરનું બોલો ઘસાતું, હવે સુજથી નથી તે ખમાતું. ઉઘરાણી ઘસાતી જવી=થોડે થોડે ટુંકી થઇ જવી.

**ઘસિયું,** વિ૦ પાસાદાર ગાંગડાવાળું નહિ એવું; ઘસીને ઉખાડેલું; ઉઝરડી લીધેલું; ભુકો ભુકો થઈ ગયેલું હોય એવું (મીઠું). દરિયાનું પાણી ભરેલા કયારડા સુકાઇ જતાં તેમાં જે મીઠું બાઝયું હોય તે ઉઝરડી લઈ એકઠું કરવામાં આવે છે. આ મીઠું ભુકા જેવું હોવાથી ઘસિયું મીઠું કહેવાય છે.

**ઘસિયો,** પું૦ દૂધથી કરમોવી થોડા ઘીમાં શેકેલો નાની નાની ગડીઓવાળો ઘઉં કે બાજરીના લોટનો ફાકવાનો ખોરાક; થોડા ઘીની છુટી સુખડી. (૨) ઘસવાનું કામ કરનાર. :-આરસઘસિયો. ખંભાતમાં અકીક ઘસિયાની ઘણી વસ્તી છે.

**ઘસોટિયો,** પું૦ ઘઉંના લોટને ઘસી કે શેકીને બનાવેલો ખાવાનો એક પદાર્થ; ઘસિયો. :-ઘસોટિયો લાડુ.

**ઘળકો,** જુ૦ ગળકો.

**ઘંઘોલિયું,** ન૦ નાનું અને અંધારાવાળું કપડાનું ઘુમ્મટદાર ઘર; ઘોઘો; ઘુંઘટો. નાનાં છોકરાં, માંદાં માણસ અને ઘરડાં નાતવાન વગેરે એકાદ ખુણામાં પોતાનું શરીર મોં વગેરે ઢંકાય તેમ લુગડાનું આચ્છાદન કરીને બેસી કે પડી રહે છે તે. (૨) નાનું માલ વગરનું જેવું તેવું ઘર તે, ઘંઘોલિયું. :-વહુને બધો કારભાર સોંપીએ તો ઘરનું ઘંઘોલિયું બનાવી દે. કશી પણ સગવડ વગરનું, અવ્યવસ્થિત; ગંદું અને અંધારાવાળું એવું જે કંઇ રહેવા કે ભરાઇ રહેવાનું નાની ઝુંપડી જેવું સ્થાન તે; ગોટપોટ થઇ રહેવાય એવું જે કંઇ તે. [ ગાંગુ+આલય ] નાનું અને નિર્માલ્ય ઘર;

ઘચોલિયું. (૨) મોઢે માથે ઓઢીને છોકરાં જે વેધો કરે છે તે; કપડાના સંકડાવાળું અંદર ભરાઇ બેસાય એવું જે કંઇ તે. (૩) સારી વસ્તુની ખરાબમાં ખરાબ સ્થિતિ થઇ જવી તે; ધૂળધાણી થઈ જવું તે. (૪) મોઢે માથે ઓઢવું તે.

**ઘંટ,** (ઘણ્ટ) પું૦ [सं. घण्ट] મોગરી કે બીજું કંઇ પણ ઠોકતાં ઘણ ઘણાટ અવાજ કરે એવો ધાતુનો (કાંસાનો) જાડી લોટી જેવો કે ઉંધા પ્યાલા જેવો જે એક આકાર તે; મંદિરોમાં અને દેવળોમાં કાંસાનો ઉંધા પ્યાલા જેવો ઘાટ પડથી આગળની કડીથી ઉંચે ટાંગી રાખવામાં આવે છે. એ ઘાટની અંદર અંડાકૃતિનો એક ટોકરો–જીભ લબડતી રહે છે, જે પેલા ઘાટની સાથે અફળાવતાં અવાજ થાય છે. ક્રિ૦ પ્ર૦ ઘંટ વગાડવો= સૌ કોઇ જાણે એમ મોટેથી જાહેર કરવું. અમુક જાહેર કે ધાર્મિક કામકાજ કરવાનો વખત થયાની આસપાસના લોકોને ચેતવણી આપવાને ઘંટ વગાડવામાં આવે છે. રૂ૦ પ્ર૦ ઘંટજેવું=બહુજ પાકું, શઠ, ધૂર્ત, ખંધું. ઘરમાં ઘંટ વાગે છે=ઘરમાં કંઇ પણ નથી, ખાલીખમ છે. પાકો ઘંટ=બહુજ પહોચેલો માણસ. (ઘંટ જેમ ખૂબ પાકો અને નહિ નંકાયેલો હોય તેમ સારો ઘણઘણે છે તેવો) ઘંટ જેવો=ઓલકણો.

**ઘંટડી,** સ્ત્રી૦ નાનો ઘંટ; ટોકરી. ક્રિ૦ પ્ર૦ ઘંટડી વાગવી=ખાલી થઇ જવું: સમાપ્ત થવું. (૨) નૈવેદ્યની–ભોજનની વેળા થવી. :–કેમ ઠાકોરજી ઘંટડીરે વાગી. ઘંટડી વગાડવી=હવે કંઇ વળે નહિ એમ જણાવવું. નવરા નકામા ફર્યા કરો એવો અર્થ બતાવે છે.

**ઘંટડો,** પું૦ મોટો ઘંટ; ટોકરો; ઘંટો.

**ઘંટમાળ,** સ્ત્રી૦ ઘંટડીઓની જે માળા કે હાર તે; ઘુઘરમાળ.

**ઘંટરવાળ,** (ઘણ્ટરવાળા) સ્ત્રી૦ ન૦ એક જાતનું શિકારી વાજું.

**ઘંટા,** સ્ત્રી૦ [सं. घण्टा] ઘંટ; ઘંટડી; ટોકરી. (૨) કંઇ નહિ તે; ધક્કા. (મસ્કરીમાં) ઠૈયો. એને આપે છે–ઘંટા ! એમ બોલાય છે. 'काष्ठघण्टा विडम्बना' સંસ્કૃતની કહેવત જેવી ને તેવીજ ગુજરાતીમાં પણ વપરાય છે અને એનો એવો અર્થ થાય છે કે, જેમ લાકડાનો ઘંટો બાંધ્યો છતાં વાગે નહિ પણ સામો વિડંબના રૂપ થઇ પડે તેમ જેથી શોભાય ન થાય અને અવાજે ન થાય એવી કાષ્ઠઘંટા રૂપ થઇ પડવું. 'અજાગળસ્તન' જેવું.

**ઘંટાકર્ણ,** પું૦ [सं.] શિવનો એક ગણ. આ ગણ મહા બળવાન અને પોતાના ભક્તની કામના પુરનાર ગણાય છે. કેટલાક લોક એની ઉપાસના કરે છે.

**ઘંટાપથ,** (ઘણ્ટાપથ) પું૦ [सं.] રાજમાર્ગ; જાહેર માર્ગ; ગામનો અથવા શહેરમાંનો જે જાહેર મોટો રસ્તો તે.

**ઘંટારવ,** પું૦ ઘંટડીના જેવો જે અવાજ તે; ખણખણિયાં, ઝણઝણિયાં.

**ઘંટી,** (ઘણ્ટી) સ્ત્રી૦ અનાજ દળવાની પત્થરનાં બે પડવાળી એક બનાવટ; કોઇપણ ફરતો હોય એવો યંત્ર; ચક્કી. કહે૦ ઘરનાં છૈયાં ઘંટી ચાટે ઉપાધ્યાયને આટો=ઘરનાં છોકરાં ભૂખે મરે અને પારકાને પક્વાન્ન આપવું તે. ઘંટીના સો ને ઘંટાનો એક=નાનાના ઘણા તે મોટાના એક બરાબર. ઘંટી પ્રમાણે ઓરણું ને ચુલા પ્રમાણે બોરણું=જેવી જેની શક્તિ તેવું તેને શોભે. ઘંટી તળે હાથ=પત્થર તળે હાથ=મુશ્કેલીમાં સંકડામાં હોવું તે. ઘંટીના ગાળામાં ગયું બચે પણ લોકના ચાવ્યામાં આવ્યું ના બચે=લોકની બતરીસીએ ચઢનારનો નાશ થાય છે એવા લૌકિક વહેમ ઉપરથી આમ કહેવાય છે. ઘંટી તેનાં ગીત=

જેનું ખાતા હોઇએ તેનું સારૂં બોલાયજ. ઘંટીએ બેસવું વરની ને ગીત ગાવાં વીરાનાં =ખાવું કોઇનું અને ગુણ ગાવા બીજાના એવા અર્થમાં આ કહેવત કહેવાય છે.

**ઘંટિયો,** (ઘણ્ટિયો) પું૦ ચાલણ-ફરતી ઘંટી; થાળા વગરની ઘંટી.

**ઘંટીચાર,** પું૦ [સં. ગ્રંથિ+છિદ્ર ] ખીસાકાતરૂ. (૨) ચાલાક; ચબરાક. ( ગંઠીચોર=ગાંઠિયો. ગ્રંથિ+ચોર ) ચોરનો ભાઇ ઘંટીચોર=પહેલાના કરતાં વધારે ખરાબ. તને ખરા તો ચોરના ભાઇ ગંઠીચોર, અર્થાત્ તમે ચોરની વાત કરો છો પણ તમે તો તે જાહેર ચોર કરતાં પણ વધારે હુંશિ ચોર છો, એવો અર્થ થાય છે.

ઘા લાગવો=અસર થવી; મોટું નુકસાન થવું. છાતીનો ઘા=ખરેખરી લાગણી-દુઃખ થાય એવો જે બનાવ તે. પોતાને ખાસ નુકસાન કરે એવું જે તે. :-છાતીના ઘાની વાત હોય છે ત્યારે શેઠ કેવી દોડધામ કરે છે. પુંઠનો ઘા=વિશ્વાસઘાત; ઓચિંતો અણધાર્યો ફટકો લાગવો તે. દગો થવો તે. ઘામાં લૂણ=દુઃખમાં વધુ દુઃખ થાય એવું જે તે; 'બળતામાં ઘી' જેવું. ઘાતેલ=ઘા ઉપર સારી અસર કરે એવું એક જાતનું તેલ. ઘાબાજરિયું=ઘાને સાંધી દેવા અને રૂઝ લાવવાનો ખાસ ગુણ ધરાવતી પાણીમાં થતી એક વનસ્પતિ. ઘા ભેગો ઘસરકો=કરવું તારે તો પુરૂંજ કરવું, અર્થાત્ થોડા માટે અધુરૂં ન રાખવું; એટલું ત્યારે તેટલું; તાત્પર્ય એમ કે

**ઘાઘરો,** પું૦ [ દે ઘગ્ઘરં ] સ્ત્રીઓને પહેરવાનું કમ્મરથી પગની પાટલી લગી પડી રહે એવું ઘેરદાર સિવેલું લુગડું; ચણિયો. કહે૦ ગયો ઘાઘરો ને ગયો ઘરવાખરો=સ્ત્રી ગઇ એટલે ઘર નકામુંજ. રૂ૦ પ્ર૦ ઘાઘરા ચલણ=સ્ત્રી ચલણ. ઘાઘરા પલટણ=હીજડા ટોળું.

**ઘાટ,** પું૦ [ સં. ઘટ્ ] ઘડીને બનાવેલો આકાર; આકૃતિ; ડોળ. :—આ લોટાનો ઘાટ-ઘરેણાનો ઘાટ સારો છે. (૨) ચહેરો; સીકલ; સૂરત; સીનો. :—એના મોંનો ઘાટ સારો છે. (૩) [ દે ઘટ્ટો ] નવાણ ઉપર નહાવા ધોવા તથા પાણી ભરવાને માટે પગથિયાં વાળું જે બાંધકામ કરેલું હોય છે તે; વપરાતો ને મનુષ્યની અવરજવરવાળો કિનારો; આરો; ઓવારો. ઉ૦ વાટેને ઘાટેરે કે વળગો છો વાતે. (૪) સ્ત્રીઓને પહેરવાનું એક જાતનું રેશમી કપડું; ગાળો; કલગર. (૫) પહાડી રસ્તો; પર્વતો ઉતરીને જવાનો માર્ગ. (૬) સહ્યાદ્રિ પર્વતની અંદરનો ને તલેટીનો જે દેશ તે. પહાડી પ્રદેશમાંનો જે મોટો વણજારનો માર્ગ તે. ( ખૈબર ઘાટ. ) (૭) યુક્તિ તજવીજ કે સમજાવટથી કંઇ કામ હારે પાડવું તે; ગોઠવણ; યુક્તિ કરીને પાર ઉતારવું તે. લાખ અદલાખનો હાલમાં ઘાટ ઉતારી આપો તો ઠીક. (૮) તાલ; પ્રસંગ; લાગ; અવકાશ. :—હમણાં કંઈ ઘાટ નથી. :—ઘાટ આવશે ત્યારે હું ચૂકીશ નહિ. (૯) રીત; વર્તન; વટ; સાખ; લક્ષણ:—ફેરવી તોળવું એ કંઇ સારા માણસનો ઘાટ નહિ. ક્રિ૦ પ્ર૦ ઘાટ ઘડવો=કોઈ વસ્તુ કે પદાર્થને આકાર આપવો. તજવીજ યુક્તિ કરી મૂકવી; મનસુબો કરી રાખવો. ઘણું નુકસાન કરવું; મારી નાંખવું. :—મારાઓને કહ્યું છે તે આજ રાતે એનો ઘાટ ઘડી નાંખશે. મનોરથ કરવા. :—તમે મનમાંને મનમાં ઘાટ ઘડયા કરો છો. ઘાટ ઘાટનાં પાણી પીવાં=દેશ દેશનો અનુભવ લેવો. ઘાટ આણવો=તકલાવવી; પ્રસંગ આવે એમ કરવું. ઘાટ બેસવો=બરોબર ગોઠવાઇ જવું; ધાર્યા પ્રમાણે થવું; ચોકઠું બેસવું. ક્રિ૦ પ્ર૦ ઘાટ ઉતારવો=અમુક આકાર લાવવો. ધારેલું થાય તેમ કરવું; ચોકઠું બેસાડવું. ઘાટ ઘડવો=આકાર આણવો; આકૃતિ કરવી; બનાવવું. યુક્તિ કરવી; પ્રપંચ ગોઠવવો; વિચાર કરવો; મનસુબો કરવો. ઉ૦ ઘડીએ મનમાં ઘાટ તે જાણે જગનો બાપ. નુકસાન આપવું; પોતાના લાભમાં કાર્ય કરવું; લાગ સાધી લેવો; મારી નાંખવું. ઘાટ લાવવો=તાલ આણવો; કાર્ય કરી લેવાનો દાવ લાવવો. ઘાટમાં લાવવું=દાવમાં ઉતારવું; ફસવવું.

**ઘાટડી,** સ્ત્રી૦ રાતારંગનું બાંધણીની ભાતનું સ્ત્રીઓને ઓઢવાનું રેશમી લુગડું; ચુંદડી. કન્યાના મોઢ ઉપર વર તરફથી મંગળ વસ્ત્ર તરીકે ઘાટડી ઓઢાડવામાં આવે છે તે. આ 'મંગળ ઘાટડી' પણ કહેવાય છે. (૨) સોવાસણ સ્ત્રીના મડદા ઉપર પણ ઘાટડી ઓઢાડવામાં આવે છે. ક્રિ૦ પ્ર૦ ઘાટડી ઘાલવી=પિયેર તરફથી મરનાર સોવાસણને ચુંદડી ઓઢાડવી. ઘાટડીએ જવું=પતિને જીવતો મૂકીને સ્ત્રીએ મરી જવું; પતિની પહેલાં જવું; સોવાસણના વેષે મરવું. :—એવાં ક્યાંથી ભાગ્ય હોય કે ઘાટડીએ આવ્યાં અને ઘાટડીએ જઇએ. આવી ઘાટડીએ અને જઇશ કાઠડીએ=અર્થાત્ લગ્ન થયાં તે મરણેજ છૂટવાનાં. ઘાટડી ઓઢીને જે સ્ત્રી ઘેર આવી તે બીજી રીતે તેના પતિનો સંબંધ છોડી શકતી નથી પણ મરણેજ જુદી પડે છે. (૨) છાતી અને પીઠ ઢંકાય તેમ આડસોડિયે શરીરે ગાંઠ મારીને કપડું વિંટાળવું તે. ક્રિ૦ પ્ર૦ ઘાટડી બીડવી=સ્ત્રીઓએ પોતાના પહેરેલા કપડાના જે ઝૂલતા છુટા છેડાઓ હોય તે મરદાનગીનું કામ કે મહેનત કરતા પહેલાં ગાંઠ મારીને

જેતું ખાતા હોઇએ તેનું સારૂં બોલાયજ. ઘંટીએ બેસવું વરની ને ગીત ગાવાં વીરાનાં =ખાવું કોઇનું અને ગુણ ગાવા બીજાના એવા અર્થમાં આ કહેવત કહેવાય છે.

**ઘંટિયો,** (ઘણ્ટિયો) પું૦ ચાલણુ-ફરતી ઘંટી; થાળા વગરની ઘંટી.

**ઘંટીચોર,** પું૦ [સં. ग्रंथि+छिद्र ] ખીસાકાતરૂ. (૨) ચાલાક; ચબરાક. ( ગંઠીચોર—ગંઠિયો. ग्रथि+चोर ) ચોરનો ભાઇ ઘંટીચોર=પહેલાના કરતાં વધારે ખરાબ. :—તમે ખરા તો ચોરના ભાઇ ગંઠીચોર, અર્થાત્ તમે ચોરની વાત કરો છો પણ તમે તો તે જાહેર ચોર કરતાં પણ વધારે ભુંડા ચોર છો, એવો અર્થ થાય છે.

**ઘંડુ,** ન૦ હાથીનો ઘંટ.

**ઘંટો,** પું૦ મોટો ઘંટ. ( ૨ ) પવન અથવા પાણીના જોરથી કે બળદથી ફરતી મોટી ઘંટી તે; મોટી દળવાની ચક્કી.

**ઘંડ,** (ઘણ્ડ) પું૦ ભ્રમર; ભમરો.

**ઘા,** પું૦ [સં ઘાત[illegible]] ધારવાળું હથિયાર જોરમાં વાગવાથી જે કા[illegible] કે ખાડો પડે છે તે; ક્ષત; જખમ; કાપ. તરવાર[illegible]નો ઘા. (૨) ઝટકો; ચોટ; પ્રહાર. હથોડાનો [illegible]ઘા. (૩) મોટા દુઃખની ઉંડી અસર તે. :—છે[illegible]નો જથો; ઘા. (૪) કાગળના ચોવીસ ત[illegible]૦ પ્ર૦ ઘા દસ્તો. :—એ ઘા કાગળ લાવજો. રૂ[illegible] આમ ભેગા કીડા=અસંભવિત બાબતને માટે [illegible] પમ બોલાય છે. ક્રિ૦ પ્ર૦ ઘા કરવો=જ[illegible]સે. પાડવો. યોગ્ય વખતે કામ કરવું. ઘા [illegible] ખમવો=નુકસાન ખમવું; મોટી આફત ખમવી; સહન કરવું. ઘા થવો=ચોટ લાગવી. ઘા પડવો=જખમ થવો. અશક્ત થઈ જવું:—એને શા ઘા પડયા છે ? અર્થાત્ એ કંઈ અશક્ત નથી. યોગ્ય વખતે ફટકો પડવો; ખરેખરી અસર થવી. ઘા મારવો=યોગ્ય વખતે યોગ્ય કહેવું, કરવું તે. નુકસાન કરવું. ઘા લાગવો=અસર થવી; મોટું નુકસાન થવું. છાતીનો ઘા=ખરેખરી લાગણી-દુઃખ થાય એવો જે બનાવ તે. પોતાને ખાસ નુકસાન કરે એવું જે તે. :—છાતીના ઘાની વાત હોય છે ત્યારે શેઠ કેવી દોડધામ કરે છે. પુંઠનો ઘા=વિશ્વાસઘાત; ઓચિંતો અણધાર્યો ફટકો લાગવો તે. દગો થવો તે. ઘામાં લૂણ=દુઃખમાં વધુ દુઃખ થાય એવું જે તે; 'બળતામાં ઘી' જેવું. ઘાતેલ=ઘા ઉપર સારી અસર કરે એવું એક જાતનું તેલ. ઘાબાજરિયું=ઘાને સાંધી દેવા અને રૂઝ લાવવાનો ખાસ ગુણ ધરાવતી પાણીમાં થતી એક વનસપતિ. ઘા ભેગો ઘસરકો=કરવું તારે તો પુરુંજ કરવું, અર્થાત્ થોડા માટે અધુરૂં ન રાખવું; એટલું ત્યારે તેટલું; તાત્પર્ય એમ કે ઘા કર્યો અને ઘસરકાને માટે બાકી રહે એમ શામાટે કરવું ? ઘાની સાથે સાથે ઘસરકો પણ કરી નાંખવો. તરવાર ઉપાડી ન લેતાં ઘસીને ખેંચી લેવી કે જેથી કપાવાનું કંઇ બાકી હોય તો તે પણ સાથે લાગુ કપાઇ જાય.

**ઘાઇ,** સ્ત્રી૦ ઉતાવળ; ત્વરા; દોડાદોડી. (૨) ધાંધલ; ધમાલ. (૩) ભરાવો; ભીડ.

**ઘાએલ,** જુ૦ ઘાયેલ.

**ઘાઘરી,** સ્ત્રી૦ [ दे. घग्घर ] કમ્મરની નીચે આવી રહે એવો ઘેરદાર છોકરીઓનો પોષાક; ચણિયો; નાનો ઘાઘરો. ( ૨ ) ઝૂલવાળો સુંદર ગલેફ. (૩) વીણા રાખવાની ચીણુ અને નાડાવાળી કોથળી. ક્રિ૦ પ્ર૦ ઘાઘરી પહેરવી=નામરદ ગણાવું; સ્ત્રી-છોકરી જેવા થવું. નર્તક બનવું; ચુડી પહેરવી. ઘાઘરી ફાડવી=પિંખવું; ઝાટકી નાંખવું. રૂ૦ પ્ર૦ ઘાઘરિયું ગોતર=જેમાં છોકરીઓની વસ્તી ઘણી હોય અને વળી છોકરીઓ થયા કરતી હોય એવું કુટુંબ; જેમાં પુરુષ પ્રધાન નહિ પરંતુ સ્ત્રી પ્રધાન કુળ પરંપરા ગણાતી હોય એવું કુટુંબ. ઘાઘરિયો વસ્તાર=છોકરીઓની વસ્તી હોવી તે.

**ઘાઘરો,** પું૰ [ दे घग्घरं ] સ્ત્રીઓને પહેરવાનું કમ્મરથી પગની પાટલી લગી પડી રહે એવું ઘેરદાર સિવેલું લુગડું; ચણિયો. કહે૰ ગયો ઘાઘરો ને ગયો ઘરવાખરો=સ્ત્રી ગઇ એટલે ઘર નકામુંજ. રૂ૰ પ્ર૰ ઘાઘરા ચલણ=સ્ત્રી ચલણ. ઘાઘરા પલટણ=હીજડા ટોળું.

**ઘાટ,** પું૰ [ सं. घट् ] ઘડીને બનાવેલો આકાર; આકૃતિ; ડોળ. :–આ લોટાનો ઘાટ–ઘરેણાનો ઘાટ સારો છે. (૨) ચહેરો; સીકલ; સૂરત; સીનો. :–એના મોંનો ઘાટ સારો છે. (૩) [ दे घट्टो ] નવાણ ઉપર નહાવા ધોવા તથા પાણી ભરવાને માટે પગથિયાંવાળું જે બાંધકામ કરેલું હોય છે તે; વપરાતો ને મનુષ્યની અવરજવરવાળો કિનારો; આરો; ઓવારો. ઉ૰ વાટેને ઘાટેરે કે વળગો છો વાતે. (૪) સ્ત્રીઓને પહેરવાનું એક જાતનું રેશમી કપડું; ગાળો; કલગર. (૫) પહાડી રસ્તો; પર્વતો ઉતરીને જવાનો માર્ગ. (૬) સહ્યાદ્રિ પર્વતની અંદરનો ને તલેટીનો જે દેશ તે. પહાડી પ્રદેશમાંનો જે મોટો વણજારનો માર્ગ તે. ( બેઅર ઘાટ. ) (૭) યુક્તિ તજવીજ કે સમજાવટથી કંઇ કામ હારે પાડવું તે; ગોઠવણ; યુક્તિ કરીને પાર ઉતારવું તે. લાખ અદલાખનો હાલમાં ઘાટ ઉતારી આપો તો ઠીક. (૮) તાલ; પ્રસંગ; લાગ; અવકાશ. :–હમણાં કંઈ ઘાટ નથી. :–ઘાટ આવશે ત્યારે હું ચૂકીશ નહિ. (૯) રીત; વર્તન; વટ; સાખ; લક્ષણ:–ફેરવી તોળવું એ કંઇ સારા માણસનો ઘાટ નહિ. ક્રિ૰ પ્ર૰ ઘાટ ઘડવો=કોઈ વસ્તુ કે પદાર્થને આકાર આપવો. તજવીજ યુક્તિ કરી મૂકવી; મનસુબો કરી રાખવો. ઘણું નુકસાન કરવું; મારી નાંખવું. :–મારાઓને કહ્યું છે તે આજ રાતે એનો ઘાટ ઘડી નાંખશે. મનોરથ કરવા. :–તમે મનમાંને મનમાં ઘાટ ઘડયા કરો છો. ઘાટ ઘાટનાં પાણી પીવાં=દેશ દેશનો અનુભવ લેવો. ઘાટ આણવો=તકલાદની; પ્રસંગ આવે એમ કરવું. ઘાટ બેસવો=બરોબર ગોઠવાઇ જવું; ધાર્યા પ્રમાણે થવું; ચોકઠું બેસવું. ક્રિ૰ પ્ર૰ ઘાટ ઉતારવો=અમુક આકાર લાવવો. ધારેલું થાય તેમ કરવું; ચોકઠું બેસાડવું. ઘાટ ઘડવો=આકાર આણવો; આકૃતિ કરવી; બનાવવું. યુક્તિ કરવી; પ્રપંચ ગોઠવવો; વિચાર કરવો; મનસુબો કરવો. ઉ૰ ઘડીએ મનમાં ઘાટ તે જાણે જગનો બાપ. નુકસાન આપવું; પોતાના લાભમાં કાર્ય કરવું; લાગ સાધી લેવો; મારી નાંખવું. ઘાટ લાવવો=તાલ આણવો; કાર્ય કરી લેવાનો દાવ લાવવો. ઘાટમાં લાવવું=દાવમાં ઉતારવું; ફસવવું.

**ઘાટડી,** સ્ત્રી૰ રાતારંગનું બાંધણીની ભાતનું સ્ત્રીઓને ઓઢવાનું રેશમી લુગડું; સુંદડી. કન્યાના મોઢ ઉપર વર તરફથી મંગળ વસ્ત્ર તરીકે ઘાટડી ઓઢાડવામાં આવે છે તે. આ 'મંગળ ઘાટડી' પણ કહેવાય છે. (૨) સોવાસણ સ્ત્રીના મડદા ઉપર પણ ઘાટડી ઓઢાડવામાં આવે છે. ક્રિ૰ પ્ર૰ ઘાટડી ઘાલવી=પિયેર તરફથી મરનાર સોવાસણને ચુંદડી ઓઢાડવી. ઘાટડીએ જવું=પતિને જીવતો મૂકીને સ્ત્રીએ મરી જવું; પતિની પહેલાં જવું; સોવાસણના વેષે મરવું. :–એવાં ક્યાંથી ભાગ્ય હોય કે ઘાટડીએ આવ્યાં અને ઘાટડીએ જઇએ. આવી ઘાટડીએ અને જઇશ ઠાઠડીએ=અર્થાત્ લગ્ન થયાં તે મરણેજ છૂટવાનાં. ઘાટડી ઓઢીને જે સ્ત્રી ઘેર આવી તે બીજી રીતે તેના પતિનો સંબંધ છોડી શકતી નથી પણ મરણેજ જુદી પડે છે. (૨) છાતી અને પીઠ ઢંકાય તેમ આડસોડિયે શરીરે ગાંઠ મારીને કપડું વિંટાળવું તે. ક્રિ૰ પ્ર૰ ઘાટડી ભીડવી=સ્ત્રીઓએ પોતાના પહેરેલા કપડાના જે ઝૂલતા છુટા છેડાઓ હોય તે મરદાનગીનું કામ કે મહેનત કરતા પહેલાં ગાંઠ મારીને

ધાયો સુવર અને ભૂખ્યો બ્રાહ્મણ. ધા લાગવાથી મરી ગયેલો. (૩) હૈયું ભેદાય અને દીલપર અસર થાય એવું જે લખાણ તે; સંકેતનું લખાણ; કોયડો.

**ધારણ,** ન૦ ખૂબ ઉંઘ આવવી તે; ઉંઘનું જોર; ઉંઘ ઉંઘ કરવાની ઇચ્છા તે. (૨) ખૂબ ઉંઘ આણે લાવે એવું જે તે. ઔષધાદિક. ક્રિ૦ પ્ર૦ ધારણ આવવું=ખૂબ ઉંઘવાની અથવા ઉંઘ ઉંઘ કરવાની જબરી અસર થવી; ગાઢ નિદ્રા આવવી. ધારણ મૂકવું=સામો માણસ ઉંઘે એમ કરવું; ગાઢ ઉંઘમાં પાડવું. ધારણ પામવું—ખૂબ ઉંઘમાં પડવું; ગાઢ નિદ્રા આવવી. ઉ૦ ગુગળી સઘળા ધારણ પામ્યા. ખેડાણો.

**ધારાપુરી,** સ્ત્રી૦ મુંબાઈ પાસે દરિયામાં એક નાનો ટાપુ છે તે. આ નાના ટાપુના એક ભાગમાં બૌદ્ધકાળની કેટલીક ગુફાઓ અને ટાંકાં વગેરે છે. શિવરાત્રીને દિવસે મુંબાઇના લોકો ત્યાં મેળે જાય છે. એ 'આલિફંટાહિલ' કહેવાય છે.

**ધારી,** સ્ત્રી૦ કોપરાનું ઝીણું ખમણ માવો મેવો અને મસાલો વગેરે મેળવીને બનાવેલું પૂરણ પડમાં રાખીને તળી કાઢેલી પૂરી. (૨) દાળગોળનું પૂરણ મૂકીને બનાવેલી રોટલી. (૩) અડદ કે મગની દાળનું તળેલું ઢેબરૂં; વડું. (૪) ચોટલીની ચારે બાજુએ રખાવેલા થોડા થોડા ટુંકાવાળની વાડ; ઘેર. (૫) પાણીમાં છરવી ઠીકરી મારવાથી પડતાં ચકરડાંમાંનું અકેક.

**ધારીપૂરી,** સ્ત્રી૦ લોટના પડમાં પૂરણ મૂકીને કરેલી જે પૂરી તે.

**ધારૂં,** ન૦ જેમાંથી રૂધિર પરૂ અને રસી વગેરે નીકળ્યા કરતાં હોય એવું ચામડી માંસ કે હાડકામાં પડેલું કાણું; નારૂં. શરીરમાં કોહોવાણ થયા પછી કીડાઓએ તેમાં પાડેલાં કાણાંમાંનું અકેક તે. ગળત કોઢની અંદર ચામડીમાં જે કાણાં કાણાં પડી રહે છે તે. (૨) લવારૂં; બકરી અથવા ઘેટીનું બચ્ચું; ગાડર.

**ધાલ,** સ્ત્રી૦ જમવા બેઠેલાં માણસની જે હાર કે પંગત (પંક્તિ) તે; પંગત; પંક્તિ; ઓળ; આવલી. (૨) બાધ; નુકસાની; ખોટ. ક્રિ૦ પ્ર૦ ધાલ પાડવી=માણસોને ઓળબંધ જમવા બેસાડવાં.

**ધાલખાધ,** સ્ત્રી૦ કાઢઘાલ કરવાથી જે નુકસાની પડે તે; ઘટ; તોટો.

**ધાલઘુસેડ,** સ્ત્રી૦ ધાલમેલ; કાઢઘાલ કરવી તે; અવ્યવસ્થા. ક્રિ૦ પ્ર૦ ધાલઘુસેડ કરવી=ધાલવું ને મૂકવું વળી કાઢવું અને ધાલવું, એમ કરી કરીને વસ્તુને ચુંથી નાંખવી તે. ઉથલપાથલ; આઘુંપાછું ને ઉલટાસુલટી કરી નાંખવું તે.

**ધાલણદાસ,** પું૦ લોકનાં નાંણાં ધાલી જનારો; દેવાળિયો; લઇને પાછું નહિ આપનાર; નાદાર.

**ધાલમેલ,** સ્ત્રી૦ કોઇપણ વસ્તુ કિંવા વાતમાં ધાલવા મેલવાથી જે કંઇ ગડબડસડબડ થાય તે; ગોટાળો; ગડબડ. (૨) ભેળસેળ; ભેગ. :—આ ઘીમાં કશી ધાલમેલ થયેલી નથી, અર્થાત્ ભેળસેળ રહિત છે. (૩) પેસનીકળ; આવજા. :—એ બે પડોસીઓ વચ્ચે સારી ધાલમેલ છે. (૪) ખટપટ; પ્રપંચ. :—આ વાતમાં કશી ધાલમેલ કરવા જશો તો બનશે. (૫) આપલેનો સંબંધ; વાતચીત લેવડદેવડ કે અવરજવરનો સંબંધ તે. ક્રિ૦ પ્ર૦ ધાલમેલ કરવી=પેસનીકળ કરવી; ઉંધું ચતું કરવું; કંઇક કાઢી લેવું ને કંઇક મૂકવું; ભેળંભેળા કરવું; ધાંધલ કરવી; દાવપેચની બાજી રમવી.

**ધાલમેલિયું,** વિ૦ ધાલમેલ કરનારૂં; ગડબડિયું. ખટપટી; પંચાતિયું. (૨) ઉતાવળિયું. (૩) ઘુસણદાસ; આવજાનો સારો સંબંધ રાખવાની વૃત્તિવાળું; પેસનીકળ કર્યા કરનારૂં. (૪) પેચી.

**ઘાલવું,** ક્રિ૦ સ૦ અંદર મૂકવું; ખોસવું. (૨) પહેરવું; ધારણ કરવું. :-સ્ત્રીઓ નાકે વાળી ઘાલે છે. (૩) ખંતથી મચ્યા રહેવું, લાગુ ને લાગુ રહ્યા કરવું. :-તેણે એ કામમાં જબરૂં માથું ઘાલ્યું છે. (૪) કોઇનાં નાણાં ખાઈ જવાં; લઇને ફરી પાછું નહિ આપવું :-દલાલોનાં નાણાં ઘાલીને તે નાસી ગયો. (૫) મૂકવું; પીરસવું. :-ખાણ ઘાલો. (૭) મેળવવું; ભેળવવું. :-ઝેર ઘાલેલી મિઠાઇ. ક્રિ૦ પ્ર૦ ઘર ઘાલવું=કુટુંબમાં ને કુટુંબમાં ખોટું કરવું; લાંછન આણવું; ખરાબ કરવું. નીચું ઘાલવું=શરમાવું; નમી પડવું; લજવાઇ જવું. કોઠી ઘાલવી=પેઢી સ્થાપવી; પડાવ નાંખવો. પગ ઘાલવો=-માં દાખલ થવું-માં પેસીને રહેવું; દાખલ થવું. ખોળે ઘાલવું= રક્ષણમાં લેવું; આશ્રયે મૂકવું; લઈ લેવું. માથું ઘાલવું=માં પડવું; દાખલ થવું. અમસ્તા મળી આવવું; ફેરા આંટા ખાવો; મળતા જવું. માથે પાણી ઘાલવું=મંદવાડમાંથી સાજા થઇ ઉઠવું; ઘણે દહાડે નહાવું; ઉઠણ સ્નાન કરવું. માથે ધૂળ ઘાલવી=ફજેત થવું; મૂર્ખ બનવું. ગાંઠ-વેળ-ઘાલવી=સોજો આવી લોહીનું બંધાઇ જવું. વાને ઘાલવું=જનોઇ દેતા પહેલાં આગલે દિવસે બટુકને અમુક ક્રિયા કરવી. ગાડે ઘાલવું=ગાડામાં બેસાડવું. (ચાલવાને અશક્ત હોવાથી-ઘાયેલ થવાથી.) નજર ઘાલવી=ધ્યાન આપવું; લક્ષ દેવું; જોવું. :-પાયે વિંછવા રણઝણે ને ચોહો દેશ મીટડી ઘાલેછે. ભાલણ. નાણાં ઘાલવાં=માગતું ન આપવું; નાણાં પચાવી પાડવાં.

**ઘાવ,** પું૦ ધારવાળું-અણીદાર હથિયાર વાગવાથી જે ઉંડા કાપ ખાડો પડે છે તે; જખમ. ઉ૦ સરસ ઘાવ સમશેર, જોરથી લાગે ફટકો. શામળ. (૨) સમસ્યા; કોયડો; સવાલ જવાબ વાળું પદ્ય; પ્રશ્નોત્તરી કવિતાઓ. ન૦ ઝાકળ.

**ઘાવું,** ક્રિ૦ અ૦ ઝટકો લાગવો; ઘા પડવો; ઘવાવું; ઘાયેલ થવું.

**ઘાવેડી,** વિ૦ ઝીણી બુદ્ધિનું; ચંચળ; ચબરાક; ચતુર.

**ઘાસ,** ન૦ [ સં. ઘાસ ] વગર વાવ્યે એની મેળેજ ઉગી નીકળતાં જે તૃણ છોડવા વગેરે તે; ખડ; ચાર; પશુઓનો ખોરાક. તૃણ જ્યારે લીલાં અને કુમળાં હોય છે ત્યારે ચાર અને જ્યારે સુકાં થાય છે ત્યારે ઘાસ કહેવાય છે, છતાં બેઉ એક બીજાના અર્થમાં પણ વપરાય છે. ક્રિ૦ પ્ર૦ ઘાસ ખાવું=પશુની માફક વર્તવું; અણસમજુની માફક કામ કરવું; માણસને ઘટે નહિ તેમ બોલવું અથવા વર્તવું. ઘાસ કાપવું=નહિ સાંભળવું; ઉપેક્ષા કરવી; નહિ ગણકારવું. :-શું હું ખાલી બડબડું છું, એવા અર્થમાં વપરાય છે. :-અલ્યા પટાવાળા! કેમ કંઇ સાંભળતો નથી, ત્યારનો હું શું ઘાસ કાપું છું? (૨) સ્ત્રી૦ ઘસારો; ધાતુ વગેરેને ઘસવાથી પડેલી ભુકી. (૩) ખોટ; વપરાશને લીધે જે નુકસાન આવ્યું હોય તે; વસ્તુને વાપરવાથી તેમાં જે કંઇ ઘટ પડે તે. ઘાસ ખાવી=ઘટ ખમવી; નુકસાન વેઠવું. ઘાસ કાપવી=ઘટના બદલામાં કે ઘસારા તરીકે વાળી લેવું-મજરે લેવું. ઘાસ લાગવી=ઘસારો પડવો; ઘટ આવવી. :-સાંચાઓને તે ચલાવતાં ઘાસ લાગે તેનો બદલો તો મજરે લેવોજ જોઇએ. કહે૦ ઘાસની ગંજી ઉપરનો કુતરો =પોતાને નિરુપયોગી વસ્તુ પણ બીજાને ઉપયોગમાં નહિ લેવા દે એવો અદેખો. (૨) પોતાને કંઇજ ઉપયોગી ન હોય એવી વસ્તુનું પણ સ્વામિત્વ પોતાના હાથમાં આવવાથી મગરૂર થઇ ગયેલો હોય એવો માણસ.

**ઘાસચારો,** પું૦ ઢોરોના નિર્વાહનું જે કંઇ ઘાસ ખાણ વગેરે તે.

**ઘાસતેલ,** ન૦ જમીનમાંથી નીકળતું એક જાતનું પાણી જેવું, વાસવાળું અને જ્વાળાગ્રાહી તેલ; કેરોસીન.

**ઘાસદાણો,** પું૦ ઢોરોના નિર્વાહનું જે ઘાસ

અને અન્નાદિક તે. (૨) ઘાંસ અને દાણારૂપે અપાતી ખંડણી. કાઠી રાજાઓ ગાયકવાડને ઘાસદાણો આપે છે.

**ઘાસપુંજો**, પું૦ કચરોપુંજો; ઓગાટ; વાસીદું; વધ્યુંસધ્યું: છાંડણ.

**ઘાસલેટ**, જુ૦ ઘાસતેલ.

**ઘાસવું**, ક્રિ૦ અ૦ [ સં. घर्ष् ] ઘસાવું. ઉ૦ લેખણ ગઇ ઘાસી–નણદી કેમ નાથ ન આવ્યા. ક. દ. ડા. (૨) નુકસાન ન વેઠવું; કંઇક ઉપકાર કરવો; લાભ કરવો; ઘસાવું. ક્રિ૦ પ્ર૦ ઘાસીછૂટવું=નુકસાન–મહેનત લઇ છૂટવું; કોઇનું પણ કામ કરી છૂટવું.

**ઘાસિયું**, વિ૦ ઘાસમાંથી ઉત્પન્ન થયેલું; ઘાસનું; ચિકાશરહિત.:–ઘાસિયું ઘી. જે ઢોર એકલા ઘાસ ઉપરજ રહેતાં હોય જેને ખાણ ઘાલવામાં આવતું ન હોય તેનું ઘી. (૨) ભેળવાળું; સત્ત્વરહિત; ઘાસ જેવીજ આછી પિળાશ રહી હોય એવું; હલકું; ઉતરતું. :–ઘાસિયું સોનું.

**ઘાસિયો**, પું૦ [ अ. गोशय ] સાથરો; ઘાસનો પથારો. (૨) ઘાસની ડળી; ઘોડાની પીઠ ઉપર નાંખવાની કામળ. ક્રિ૦ પ્ર૦ ઘાસિયો ગુંડાળવો=ડચાળો ભરવો; સાથરો ઉઠાવી લેવો; ઘાસનું જે બેઠકિયું પાથરીને બાવા સાધુ વગેરે બેસે છે તે ઉઠાવી વિંટાળીને ચાલ્યા જવું.

**ઘાસોટિયું**, ન૦ બલેયું; ઘરમાં પહેરવાની ચુડી. કામ કરતાં બગડે ઘારાપડે તોપણ ચિંતા નહિ, એવી મતલબથી રાખેલી સાધારણ ઉપયોગની ચુડી.

**ઘાંઘરડવું**, ક્રિ૦ અ૦ ઘર ઘર એવો અવાજ થાય તેમ ગળામાંના ભારે ઘાંટાએ રડવું; ગળામાંથી લાંબો ને તીણો સાદ કાઢયા કરવો; :–પાડું ઘાંઘરડે છે. (૨) ખૂબ રોવું. :–છોકરાનો ઘાંઘરડીને ઘોઘળો બેસી ગયો. (૩) ઘોઘળો તાણીને બોલબોલ કરવું; રાગ કાઢીને મોટેથી ગાયા–કર્યા કરવું. :–વ્યાસ બિચારો ઘાંઘરડીને થાકયો પણ કંઇ મળતર મળ્યું નહિ. બૂમો પાડયા કરવી; આરડવું.

**ઘાંઘરી**, સ્ત્રી૦ એક જાતનું વાજું.

**ઘાંઘલું**, ન૦ ભૂત ભરાવું તે; ગાંડા જેવું જે આચરણ તે; ગાંડું. ક્રિ૦ પ્ર૦ ઘાંઘલાં કાઢવાં= ભૂત ભરાયું હોય એમ કરવું; ગાંડાં કાઢવાં. (૨) ઓવારણું. ક્રિ૦ પ્ર૦ ઘાંઘલાં લેવાં= પ્રેમમુગ્ધ થઇ ઓવારણાં લેવાં. બહુવચને વપરાય છે.

**ઘાંઘું**, વિ૦ નિર્માલ્ય; ગરીબ; રોતડું. (૨) ગભરાયેલું; સાલાતુલું; ગાંગું.

**ઘાંચ**, સ્ત્રી૦ ચીલામાંનો ખાડો; પૈડું ટપકાઇને નીચે પડે અને ઝટ નીકળે નહિ એવો ગરીડામાંનો ખાડ. (૨) ઘાંટી; મુશ્કેલી; ગુંચવણ. (૩) અડચણ; વાંધો; ફાંસ. (૪) હેલો; આંચકો; ટપકારો.

**ઘાંચણ**, સ્ત્રી૦ ઘાંચીની સ્ત્રી; ઘાંચી જાતની સ્ત્રી. ગંગલીઘાંચણ=જાદુ જાણનારી એક દંતકથામાંની સ્ત્રી. શામળભટ્ટની વાર્તાઓમાં એક મોટી ઉસ્તાદ જાદુગર ઘાંચણના જાદુ સંબંધી કાવાદાવા આવે છે તે.

**ઘાંચી**, પું૦ [ સં. घर्ष ] તેલીબયાંને ઘાણીમાં પીલી તેલ કાઢનાર અને તેલ વેચવાનો ધંધો કરનાર; તેલી. (૨) ઘાણી રાખી તેલ પીલી કાઢવાનું અને તે વેચવાનું કામ કરનારા લોકોની નાત. રૂ૦ પ્ર૦ ઘાંચીનો બેલ (બળદ)=એકને એક રસ્તે હમેશ મહેનત કર્યા કરનાર. ઘાંચી જેવું=મેલું; કછંદું; ગંદું. ઘાંચીનો બળદ ઠામનો ઠામ= ચાલી ચાલીને ઠેરના ઠેર. ઘાંચી સેતાનની માંચી=ઘાંચીની જાત બહુ પહોંચેલી–કાબેલ હોય છે એવા અર્થે. ઘાંચીની છોકરી અને ખોળ ના ઓળખે =ન મનાય એવું અજાણપણું. ઘાંચીને લુગડે ડાઘ શો ખોળવો = જ્યાં નર્યા ડાઘ ને ડાઘજ હોય ત્યાં શી

વાત? ધાંચીનો બળદ બાર ગાઉ ચાલે તોયે ઘેરનો ઘેર=ચાલીને ઠેરના ઠેર. ધાંચીમોચી= ઉતરતી જાતના લોક; હલકાલોક. ધાંચી ખૂટવો=(હસવામાં) દીવામાંનું તેલ દિવેલ ખૂટવું. ધાંચીની ધાણી જેવું=બહુ ગંદું.

**ધાંચો,** પું૦ વાંસફોડો; વાંસના ટોપલા ટોપલી ને સાદડીઓ વગેરે બનાવનારો. (૨) ધાંચા લોકમાંનો એકેક. (૩) ઘાંચી. રીસ-તુચ્છ-કારમાં ઘાંચો એમ કહેવાય છે.

**ધાંટાધાંટ,** સ્ત્રી૦ સોરબકોર; બૂમાબૂમ; ઉપરા ઉપરી ધાંટા પાડ પાડ કરવા તે. ઉ૦ જરા વાર થઇ કે તરત એ તો ધાંટાધાંટ કરી મૂકે છે. સામસામે ધાંટા કાઢવા તે.

**ધાંટી,** સ્ત્રી૦ ગળાને વચલે ભાગે રહેલું શંકુ આકૃતિનું જે હાડકું તે; હરડિયો; હરડિયાનું અસ્થિ. આ અવયવ ઉંચોનીચો થયા વગર ખોરાક ગળી શકાતો નથી. માણસને જુવાની આવતાં આ અવયવ જરાક સપાટી બહાર નીકળે છે. તે ઉપરથી ધાંટી ફૂટવી=જુવાની આવવી, એમ કહેવાય છે. (૨) ગળાની અંદરથી અવાજ ઉત્પન્ન કરનારો અવયવ; સૂર-અવયવ. :-એની ધાંટી સારી છે. (૩) ઘાત; મોટી મુશ્કેલી; અડચણ; વિટંબના. ક્રિ૦ પ્ર૦ ધાંટી આવવી-નડવી-પડવી=કટકત-મુશ્કેલી આવવી. ધાંટી વટાવવી=મુશ્કેલી-માંથી પાર ઉતરી જવું. મરણની ધાંટી= મરવાના વખતની જે પીડા મોટી મુશ્કેલી તે. સુવાવડની ધાંટી=જનન કાળની મુશ્કેલીનો વખત તે. ઉ૦ ધાંટી મોટી ધીરે નીસરી, થઈ લાંબી બગ જેવી. રત્નેશ્વર.

**ધાંટો,** પું૦ ગળામાંથી જે અવાજ નીકળે છે તે; અવાજ; સાદ; સૂર. બહુ મોટેથી બોલવું તે; બૂમ; પોકાર; બરાડો. :-ધાંટો કાઢીને બોલો. બાપુને ધાંટો પાડ. બરાડો; મોટો સાદ. ઉ૦ ઉંચે ધાંટે ન કરીએ ઉચ્ચાર, અદબ શીખો એટલી. ક. દ. ડા. ક્રિ૦ પ્ર૦ ધાંટા કાઢવા=ગુસ્સો કરી મોટેથી બોલવું; ઠપકો દેવો. ધાંટો ઉઘડવો=સારો સાદ નીકળવો. ધાંટો પાડવો=બોલાવવું. (૨) બીજવું; બીવડાવવું. :-ધાંટો પાડીને કહેશો તો માનશે. ધાંટોખુલવો=ખોખરા થઇ ગયેલા સાદનું ઠાળે આવવું.

**ધાંપજી,** જુઓ૦ ગાંપજી.

**ધાંપજો,** પું૦ હજામ; વાળંદ. કહે૦ ધાંપજો ઉઠ્યો ને કરચો ફૂટ્યો=એક ગયું કે બીજું તૈયાર.

**ધિમેલ,** સ્ત્રી૦ મંકોડાથી સહેજ નાનાં અને કીડીઓથી જરા મોટાં એક જાતનાં રાતા રંગનાં જીવડાં; (કીડીઓની જાતનાં) રાતી કીડીઓ. ઝિમોલો એમ પણ કહેવાય છે.

**ધિલોડી,** સ્ત્રી૦ [ सं. गृहालिका ] સરડા-કાચંડા જેવું ચપટું અને રાખોડિયા રંગનું એક નાનું પ્રાણી. (૨) ધિલોડાંનો વેલો; ઘિલોડી.

**ધિલોડું,** ન૦ [ दे. गोल्हा+फलम ] ધિલોડીના વેલાનું ફળ. આનું શાક થાય છે. ટિંડોરાં; ઘલોડાં. (૨) સાલ; ફાંસ; ફાચર. ક્રિ૦ પ્ર૦ ધિલોડું પેસવું=વગર કારણની પંચાતી આવી પડવી.

**ધિસલું,** ન૦ આશરે ત્રણ ચાર હાથ લાંબું એક છેડે બે પાંખાંવાળું બળદ પજોટવાનું લાકડાનું યાન. (૨) છોકરાંને રમવાનું વતરણું.

**ધિસવું,** ક્રિ૦ સ૦ મુક્કીનો માર મારવો; ટપે-રવું; ધીબવું.

**ધિસ્સો,** પું૦ માંજાની દોરી ઉપર જે ઘસારો પડે છે તે; દાંનિયો. ક્રિ૦ પ્ર૦ ધિસ્સો દેવો= ક્ષત પાડવો. (દોરમાં) (૨) થાપ દેવી.

**ઘી,** ન૦ [ सं. घृत ] પ્રાણીજ સત્ત્વ વિકાર; દૂધનું દહિં-દહિંનું માંખણ અને માંખણને તાવીને બનાવેલું ચીકણું સ્વાદ વગરનું ઉનું કરતાં પ્રવાહી થાય અને ટાઢું પાડતાં થીજી જાય એવું ચીકટ તે; ઘૃત; ગૂપ; ચીકટ. કહે૦

